ॐ

तत् सत् परमात्मनै नमः

# માર્ગોપદેશ માળા

**Path of Initiation.**

રચનાર અને પ્રસિદ્ધ કરનાર

**નૈતમરામ ઉત્તમરામ ત્રીવેદી.**

સમ્પાદક

સુરત સનાતન ધર્મ સભા

( થીઓસોફીકલ સોસાયટી )

સુરત

" દેશી મિત્ર " પ્રેસ.

સંવત ૧૯૬૧ શાકે ૧૮૨૬

મૂલ્ય ૮ આના

ટપાલ ખર્ચ જુદું.



**સુજ્ઞ વાંચકોને** જણાવવાનું કે, સુરત સનાતન ધર્મ સભામાં પ્રારમ્ભથી થએલાં વ્યાખ્યાનોનાં પુસ્તકોનો પ્રસાર સ્વર્ગવાસી શ્રીમન્ત મહારાજ હરિસિંહજી રૂપસીંહજી પોતે પરોપકારાર્થે તન, મન, અને ધનનો વ્યય કરનારા આત્મીક બન્ધુએ કરેલો છે. અને તેથી ગુજરાત અને કાઠીઆવાડના ઘણા ભાગમાં સનાતન ધર્મ (થીઓસોફીકલ સોસાયટી)ની મહત્વતા સંસ્કારીઓના પ્રથમ જાણવામાં આવી છે. તેમણે આ છેવટના માર્ગોપદેશ નામના પુસ્તકમાં સહાયતા સારૂ પ્રથમ પોતાની હયાતીમાં ૫૦) પ્રત ભરી, બીજી સહાયતા ભાવનગર દરબાર અને બીજે ઠેકાણેથી કરી આપવા જણાવેલું,-પરન્તુ તેમનું એકાએક મૃત્યુ થવાથી તે મદદ બંધ પડેલી. પણ પોતે ભરેલી પ્રતો તેમના સુજ્ઞ પુત્રે લેવાની કબૂલ રાખી તેમજ ભાવનગરના દીવાન સાહેબની સહાયતાથી ત્યાંના દરબાર શ્રીએ એ શુભ કૃત્યમાં સહાયતા આપવા જણાવ્યું છે. તેથી શ્રીમન્ત હરીસીંહજી સાથે એ દરબાર શ્રીનો પણ ઉપકાર માનીએ છીએ.

**नौ. उ. त्री.**





સામ્પ્રત કાળમાં ઘણું કરી પૃથ્વી ઉપરના સઘળા દેશોમાં સંસ્કારી ધર્મ ઉપર આસ્થા રાખનારા માનસિક જ્ઞાનની ઉન્નતિ પામેલા સ્ત્રી પુરૂષોનું લક્ષ પોતપોતાના ધર્મ સંપ્રદાયની સત્યતા શોધી કહાડી તે પ્રમાણે વર્તવા ઉપર પ્રિતી થવા માંડી છે. તેમાં જે વિદ્વાન તત્વજ્ઞાની અન્તે નિસ્પક્ષપાત રીતે સત્યનુ શોધન કરી તે માર્ગે જવાની ઇચ્છા રાખનારાઓની વૃત્તિ કેવળ જ્ઞાનદ્વારા રાજમાર્ગ(**राजयोग, ज्ञानयोग**)થી પોતાના જ્ઞાનની મર્યાદા વધારી પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી સઘળા મનુષ્ય પ્રાણીને તે માર્ગે દોરવવામાં પોતાનો કાળક્ષેપ કરવાની ઇચ્છા રાખે છે. તેથી હાલમાં સનાતન ધર્મ (થીઓસોફીકલ સોસાયટી)દ્વારા રાજવિદ્યા રાજયોગનાં ઘણાં પુસ્તકો અને ગ્રંથો થયા છે, અને જેમ જેમ અનુભવ મળતો જાય છે, તેમ તેમ બીજાં નવાં પુસ્તકો પણ થતાં જાય છે, પરંતુ જે પ્રમાણે માનસિક જ્ઞાનની વ્યવહારીક કેલવણી સારૂ અભ્યાસ કરવાનાં ધોરણો છે, તે પ્રમાણે નિયમસર ધોરણ રાજવિદ્યા પ્રાપ્ત કરવા સારૂ જણાતાં નથી, માટે આ માર્ગોપદેશ નામનું પુસ્તક આગ્રહિ વિદ્યાર્થીઓ માટે પ્રસિદ્ધ કર્યું છે. એમાં રાજવિદ્યાનો અભ્યાસ કરવાની ઇચ્છા રાખનારા વિદ્યાર્થીઓ સારૂ પ્રથમ મૂળાક્ષરના રૂપમાં શિક્ષણ આપેલું છે. પછી એ વિદ્યામાં પ્રવેશ કરનારા પ્રવેશક સારૂ નિયમો જણાવેલા છે, તેનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી રાજયોગની ગુપ્ત દિક્ષા પાત્ર થએલા

વિદ્યાર્થીને કેવી રીતે અપાય છે, તેની અલ્પ સૂચના આપી, અંતે સર્વોપરી કેવી ઉત્તમ સ્થિતી પ્રાપ્ત થાય છે, તે દર્શાવેલું છે.

એ પુસ્તક આદિથી તે અંત સુધી જે પ્રમાણે માનસીક કેળવણી સારૂ ધોરણ પ્રમાણે તન, મન અને ધનનો વ્યય કરી કષ્ટ સહન કરે છે, તે પ્રમાણે આ પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે આગ્રહ પૂર્વક જે વિદ્યાર્થી કેવળ નિસ્કામ વૃત્તિથી અભ્યાસ કરશે, તો નિશ્ચય તેની મન કામના તેના પુરૂપાર્થના પ્રમાણમાં યેગ્ય કાળે પરીપૂર્ણ થઇ, અખંડ અને અવિનાસી સુખ પોતે પ્રાપ્ત કરી, બીજા આગ્રહી નિસ્કામ વૃત્તિના વિદ્યાર્થીને તે માર્ગે દોરવવાની સંપૂર્ણ શક્તિ આવશે.

तथास्तु.

सर्वे जनाः सुखीनो भवन्तुः

शान्तिः शान्तिः शान्तिः

ક-ર્તા નૌત્તમરામ ઉત્તમરામ ત્રીવેદી.

સુરત સનાતન ધર્મ સભાના સંપાદક.

હવાડીઆ ચકલો સુરત.
શ્રાવણ શુકલપક્ષ પ્રતિપદા ૧૯૫૮
તા૦ ૪થી ઓગષ્ટ ૧૯૦૨



ॐ

# मार्गोपदेश माळा.

तत् सत् परमात्मने नमः

सत्यात् नास्ति परो धर्मः

सत्यमेव जयते

विद्या धर्मेण शोभते

## वचनामृत १लुं.

પરમપ્રિય આત્મ બંધુઓ,

તમારા સઘળાનો કાંઇક એવો નિશ્ચય થએલો જણાય છે કે, પોતાની પ્રાપંચિક. સામાજીક, રાજ્યકિય, અને ધાર્મિક એ ચારે સ્થિતિ ઉત્તમ થઇ ધર્મ, અર્થ, કામ અને અંતે મોક્ષ, એ ચારેની પણ સિદ્ધિ અલ્પકાળમાં થવાનું મૂખ્ય સાધન બ્રહ્મવિદ્યાના સનાતન ધર્મની મર્યાદામાં રહી સર્વ કાર્યમાં પ્રાણીમાત્ર ઉપર કરૂણા દૃષ્ટિ રાખી સઘળાં મનુષ્ય સાથે નિસ્કામ સત્ય પ્રેમથી ભ્રાતૃભાવની દ્રઢતા કરી, તેમની સાથે ઐકયતાથી વર્તવાનો અભ્યાસ કરવો એજ છે. તે માટે જે પ્રમાણે વિદ્યાર્થીઓને વ્યવહારિક સામાન્ય જ્ઞાન સમજવાની શક્તિ જે પ્રમાણે હોય,

તે પ્રમાણે તેમને શિક્ષણ આપવાનાં યોગ્ય અભ્યાસનાં ધોરણો ઉત્તમ માનસિક જ્ઞાનવાળા વિદ્વાનોએ બાંધેલાં છે. તે પ્રમાણે સાંમ્પ્રત સ્થિતિમાં કેવળ નિસ્કામ વૃત્તિથી અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ પોતે કરી લઇ, બીજા યોગ્ય જણાએલા પોત્રોને તે જ્ઞાન કેવળ પરમાર્થ વૃત્તિથી આપવાની ઇચ્છા રાખનારા આ-ગ્રહિ શ્રદ્ધાવાળા ધર્મ જીજ્ઞાસુઓ સારૂ તેને અનુકુળ આવે, તેવાં શિક્ષણની અવશ્ય અગત્ય છે. અધ્યાત્મ વિદ્યાનું મહા અદ્ભૂત અખૂટ જ્ઞાન ઘણું કરી, થોડું ઘણું પૃથ્વી ઉપરના મૂખ્ય હિંદુ—આર્ય ધર્મ, જરથોસ્તી–પારસી ધર્મ, વિશ્વાસી--ક્રિશ્ચિઅન ધર્મ, અને મહુમદી--ઇસ્લામી ધર્મ, એ મૂખ્ય ચાર સિવાય બીજા હિંદુ ધર્મના ફાંટા બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, નાનકનો શીખ ધર્મ, એ સાતેમાં છે. તેમાંથી સર્વથી અતિ પ્રાચીન હિંદુ આર્ય ધર્મમાં તેને અનેક વિપત્તિઓ આવ્યા છતાં તેનો અખૂટ ભંડાર ગુપ્ત અદ્ભૂત પ્રેરણાથી હજી રહેલો છે. અને બીજામાં તો કાળે કરી, ફેરફાર થઇ, કેટલીએક સત્યતાનો નાશ થએલો જણાય છે. એ સઘળું છતાં કોઇપણ ધર્મમાં સાંપ્રત કાળની ઉછરતી માનસિક જ્ઞાનની પ્રજા સારૂ અધ્યાત્મ વિદ્યાનું અખંડ અને અવિનાશી જ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ પ્રથમ શિક્ષણ માટે તેનાં નિયમસર ધોરણો બાંધેલાં જણાતાં નથી. તેથી તેમાં પ્રથમ પ્રવેશ કરનારા આગ્રહિ વિદ્યાર્થીને પણ તેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ અતિ આગ્રહ કરવા છતાં આ જન્મમાં જલદી તે જ્ઞાન મળી શકતું નથી.

પ્રીય ભાઇઓ—એ થવું ઘણું કઠણ છે. પણ તમે સઘળા તેને સારૂ જો દ્રઢ શુભેચ્છા રાખશો તો તે આ સ્થૂળ દેહદ્વારા યથાશક્તિ મળી શકવાનો સમ્ભવ છે.

ધર્મ એ શબ્દનો સાધારણ અર્થ કર્તવ્ય, એટલે કોઇ પણ પ્રકારનું કાર્ય કરવાની અગત્ય, એવો થાય છે. હવે સઘળા

મનુષ્ય પ્રાણીઓને કોઇ પણ પ્રકારનું સુખ પ્રાપ્ત કરવા સારૂ તેને યોગ્ય કાર્ય અથવા કામ કરવાની અગત્ય છે. એમ છતાં જો તે કાર્ય પોતે યથાર્થ રીતે કરે નહિં, પણ થોડું ઘણું કરે તો તેના પ્રમાણમાં તેને લાભ પણ ન્યૂનાધીક થાય છે. એ કારણ માટે સઘળી પ્રજા સારૂ પ્રથમથી કેવળ પરોપકારી શુભ પ્રેરણા બ્રહ્મદેવમાંથી નીકળી મૂખ્ય બે માર્ગરૂપે પ્રગટ થએલી જણાય છે. તેની અલ્પ સૂચના આ પ્રસંગે કરીએ.

કઠોપનિષદની બીજી વલ્લીના બીજા મંત્રમાં કહ્યું છે કેઃ-

**श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्यविविनक्ति धीरः॥**
**श्रेयोहिधिरोऽभिप्रेयसोवृणतिप्रेयोमन्दोयोगक्षेमाद्वृणी**
**ते ॥२॥**

પૂર્વ મન્વાન્તરમાંથી ઉત્પન્ન થએલી બે પ્રકારની જીવ સૃષ્ટી તેમાં પ્રથમ પ્રકારના જીવો ઉન્નત્તિને પામેલા. તેથી મોક્ષની ઇચ્છાના બીજવાળા, અને બીજા પ્રકારના સંસારનાં સુખનો પૂર્ણ અનુભવ લીધા વગરનાં, તેથી વાસનાવાળા, માટે એ બેઉને સારૂ પ્રથક માર્ગ ઉપલા મંત્રમાં દર્શાવેલો છે. તે શ્રેય અને પ્રેય છે. તેમાંથી ધીર પુરૂષો પોતાની નિશ્ચય બુધ્ધિથી એ બેઉને જુદા પાડે છે. શ્રેય એટલે સાચું, તે અંતે મિષ્ટ છે, પણ મધ્ય કાળમાં કષ્ટરૂપ છે; અને પ્રેય પોતાના શરીરની રક્ષા અને સુખને અર્થે પ્રથમ સ્વાદીષ્ટ અને ગમ્યું જણાય છે, પણ અન્તે દુઃખદાયક નીવડે છે. તેથી ઉન્નત્તિને પામેલા ધીર પુરૂષો શ્રેયનું ગ્રહણ કરે છે. અને અલ્પમતીનાં પશુવત્ અજ્ઞાની મનુષ્ય પ્રેયનું ગ્રહણ કરે છે. એ પ્રમાણે ઉદ્દાલક રૂષિનાં ધર્મ પરાયણ મુમુક્ષ વૃત્તિવાળા, સુપાત્ર પુત્ર નચિકેતને યમરાજાએ પોતાને ઘેર અભ્યાગત વૃત્તિથી આવેલા માત્ર મોક્ષની ભીક્ષા માગનારાને એ મોક્ષરૂપી ભીક્ષા આપી.

એ ઉપર જણાવેલા બેઉ પ્રકારના ધર્મ માર્ગો ચાલતા મન્વાન્તરના પ્રારમ્ભમાં પ્રથમ ક્યાંથી, ક્યારે, અને કોનાથી પ્રગટ થયા, અને તેથી કેવળ નિષ્કામે શ્રધ્ધાળુ પાત્ર થએલા શિષ્યોને કેવા પ્રકારનો લાભ થયો, એ સઘળું સામ્પ્રત કાળના મુમુક્ષુ શ્રધ્ધાળુ વિદ્યાર્થીઓને જણાવ્યાથી તેમની દ્રઢતા પરી પક્વ થઇ, તેમને યોગ્ય માર્ગે જવાનો અભ્યાસ પોતે કરી, તે પ્રમાણે બીજા ધર્મ જીજ્ઞાસુઓને વર્તાવવાને ઉત્તેજન મળે. માટે તે વિષે પ્રથમ અલ્પ સૂચના કરી પછી આપણા વિષયનો પ્રારમ્ભ કરીશું.

ભાઇઓ ? લક્ષ પૂર્વક સાંભળો. સૃષ્ટિક્રમ અનાદિ કાળનો છે, તેમાં બ્રહ્માન્ડ અને તેમાં રહેલી સૃષ્ટિનો આવીર્ભાવ અને તીરોભાવ નિરન્તર થયા કરે છે. મહા પ્રલયમાં સઘળાં તત્વાદિકનો લય થઇ જઇ પ્રકૃતી સહીત પરબ્રહ્મમાં લય પામી, માત્ર એકજ અખન્ડ અને અવિનાશી જે સત્ પણ નહિં, અને અસત્ પણ નહિં, એવું એક અદ્વિતીય પરબ્રહ્મ માત્ર રહે છે પરન્તુ બીજા મન્વાન્તરાદિકના પ્રલય સમયે સઘળા જીવો સહીત સૃષ્ટિ તીરોભાવને પામે છે, એટલે લય પામે છે. અને સૃષ્ટિના પ્રારમ્ભનાં સમયે તે જીવો સહીત સૃષ્ટિ આવીર્ભાવને પામે છે. એટલે સઘળા જીવો પોતાના આગલા મન્વાન્તરનાં કર્મો સહીત લીન પામેલા હતા, તે પાછા પ્રગટ થઇ, નવી સૃષ્ટિ પુનરપી ઉત્પન્ન થાય છે. અને તે ઉત્પન્ન થએલા જીવોનું વલણ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રેય અને પ્રેય એ બેઉ માર્ગમાંથી જેનાં જેવાં કર્મ હોય, તે પ્રમાણે થાય છે. એટલે પૂર્વ જન્માન્તરમાં જેણે વાસનાનો ક્ષય કાંઇ પણ કરેલો હોય છે, એવા જીવોનું વલણ શ્રેયને માર્ગે જવાનું થાય છે, અને પૂર્વ જન્માન્તરમાં જે અપરીમીત તૃષ્ણાથી લય પામેલા હતા, તેવા જીવોનું વલણ પ્રેયને માર્ગે જવાનું થાય છે. તેથી પહેલા પ્રકારનાં **સુર** કહેવાય છે, અને બીજા પ્રકારનાં **અસુર** કહેવાય છે. એ બેઉ પ્રકારનાં

પ્રાણીઓ પરબ્રહ્મમાંથી નીકળેલાં ચૈતન્યની સહાયતાથી બે પ્રકારની શક્તિ દૈવી અને આસુરી એનું ગ્રહણ કરી, પોત પોતાની ઉન્નત્તિને માર્ગે જાય છે. તેમાં જે દૈવી જીવો છે, તેતો કષ્ટ સહન કરીને પણ શુભ કર્મો પરી પક્વ કરી, કેટલેક જન્મે ઉન્નત્તિ પામતા પામતા સર્વોપરી અખન્ડ અને અવિનાશી સુખને પ્રાપ્ત કરી, મોક્ષને પામી વિદેહ મુક્ત થાય છે. અને જે અસુર છે, તેતો કેવળ સ્વાર્થી અશુભ કર્મો કરતા કરતા જન્મો જન્માન્તરના અનેક કષ્ટો સહન કરી, અધોગતિને પામે છે, તેમાં જે અતી સ્વાર્થી અને પ્રાણી માત્રને કષ્ટ આપવું એજ પોતાનો ધર્મ સમજનારા તાંત્રીક અથવા વામમાર્ગી અન્તે મૂળ પ્રકૃતિમાં લય પામી શુન્ય થઇ જાય છે.

હવે આપણા વિષયનો પ્રારમ્ભ કરતા પ્રથમ જણાવવાનું કે ઉપર જણાવેલા અચળ નિયમ પ્રમાણે ચાલતા વૈવસ્વત મન્વાન્તરમાં ઉપર કહેલા બે પ્રકારના મનુષ્ય પ્રાણીઓ જન્મ પામે છે, તેમા પ્રથમ ઉત્પત્તિ સ્વેદજ (પરસેવો) આન્ડજ (હિરણ્યગર્ભ) ઉદ્ભિજ (વનસ્પતિ વીગેરે) અને જરાયુજ (પશુ મનુષ્ય વીગેરે) એમાં અનેક જન્મો ધારણ કરતા કરતા હાલના કળીયુગમાં મનુષ્યા દેહને પામ્યા છે તેથી એ મનુષ્યના પૂર્વનાં દૃઢ થએલાં પ્રારબ્ધાનુસાર ઉપર જણાવેલા શ્રેય અને પ્રેય એ એમાંથી તેમને યોગ્ય લાગે, તે માર્ગે જવાની વૃત્તિ થઇ, તેવાં શુભ અને અશુભ કર્મ કરે છે. એટલે દૈવી જીવોનું વલણ શ્રેયને માર્ગે કષ્ટ થવા છતાં જવાનું થાય છે, અને આસુરી જીવોનું વલણ દેખીતા મીઠા પણ અન્તે કડવા દુઃખદાઇ પ્રેય માર્ગે જવાનું થાય છે. સ્પષ્ટ રીતે કહેતાં દૈવી જીવોને પંચ વિષયની અપરીમીત તૃષ્ણા હોતી નથી, તેથી પંચ ઇંદ્રિઓના વિષયમાં કેવળ ડુબી જઇ, બંધનને પામતા નથી. પણ શુભ કર્મ કરી શુભ માર્ગે જવાની વૃત્તિ તેઓને થાય છે અને જે કેવળ અસુર છે, તેઓને તો પંચ ઇંદ્રિઓના વિષયજ સત્ય

જણાઇ પોતાના માત્ર સ્વાર્થને અર્થે રાત્રી દિવસ કપટ, છળ, ભેદ, કરી અશુભ કર્મ કરવાની નિરંતર વૃત્તિ થાય છે.

इती वचनामृतम्

## वचनामृत २ जुं

પ્રીય બન્ધુઓ,—હવે આપણે આપણા ચાલતા વૈવસ્વત મન્વાન્તરના પ્રારમ્ભમાં પ્રથમ મનુષ્ય પ્રાણીની ઉત્પન્તિ કેવી રીતે થઇ, તેનો વિચાર કરીએ.

સૃષ્ટીના ઉત્થાન સમયે પરબ્રહ્મમાંથી શુદ્ધ ચૈતન્યનો આવિર્ભાવ થઇ, તે પોતાની સઘળી શક્તિ સહીત એક મધ્ય બિન્દુમાં સ્થિત થયા. તે **મહેશ્વર** અથવા **નારાયણ** કહેવાયા. તે શુદ્ધ ચૈતન્યમાંથી શક્તિનાં કિરણનો જથો મધ્ય બિન્દુમાંથી નીકળી, તે ત્રીજ્યા રૂપે થઇ, જે વર્તુળ થયો, તે મહત્ યોની (પ્રકૃતી) માયા, ઉમયા, શક્તિ કહેવાઇ. તેમાંથી આગળ કેટલેક કાળે સૂર્ય, ચન્દ્ર, ગૃહો, વગેરે ગોળા ઉત્પન્ન થયા. ત્યાર પછી ઉપર કહ્યા પ્રમાણે સ્વેદજ, આન્ડજ, ઉદ્‌ભિજ, અને જરાયુજની ઉત્પત્તિ થવા માંડી એ સઘળી ઉત્પત્તિ વિસ્તારથી કહેવાને હાલ અવકાશ નથી. માટે આપણે હાલ મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિનો વિચાર કરીએ.

આપના જાણવામાં હશે કે, પ્રથમ રૂષિના સપ્ત કુળમાંથી મનુષ્યની ઉત્પત્તિ થઇ, તેથી એ વિષે પણ વિસ્તારથી નહિં કહેતાં માત્ર એટલુંજ દર્શાવીએ છીએ કે પ્રથમ કુળની પ્રથમ જાતિની ઉત્પત્તિ સ્વેદજમાંથી ઉત્પન્ન થઇ, એટલે જે પંચ મહાભૂતની તન્માત્રા રૂપ (પ્રવાહી) દ્રવ તે ચૈતન્યરૂપી

મહેશ્વરની અગ્નિથી વરાળ રૂપે થઇ, તેનું અદ્રષ્ય છાયા રૂપ શરીર બર્હિષદ પીતૃએ બાંધ્યું, અને તે છાયારૂપ શરીર તૈયાર થયા પછી મહેશ્વરરૂપી શુદ્ધ ચૈતન્યનું સંવેદન જે આત્મા તે શાક્ષી રૂપે રહ્યા. એવી રીતે પ્રથમ કુળની પ્રથમ અને બીજી જાતીની ઉત્પન્તિ થઇ, તે કોઇ પણ રીતે દ્રષ્ય નહિં, માટે અરૂપ–મનુષ્ય અરૂપ લોકમાં રહ્યા. ત્યાર પછી કાળાંતરે આન્ડજ એટલે હિરણ્ય ગર્ભમાંથી ત્રીજી જાતીની ઉત્પત્તિ થઇ, તેના મધ્યકાળના સમયે અગ્નિશ્વાત પીતૃની સહાયતાથી એટલે કિરણથી આગળ જીવોએ પોતાના પૂર્વેના કર્મ સહિત તે આન્ડજ દેહમાં ગર્ભ ધારણ કર્યો. તે સ્થૂળ દ્રષ્યમાન સૃષ્ટિ કહેવાઇ. તેમાં રહેલા મનુષ્ય પ્રાણી પોતપોતાની વૃત્તિ અનુંસાર કર્મ કરવા લાગ્યા. એટલે પુર્વ મન્વાંતરમાં જે દૈવી પ્રકૃત્તિવાળા જીવો હતા, તે સ્થૂળ ભોગોની અપરીમીત તૃષ્ણા વાળા નહોતા, તેથી તેમનું વલણ પોતાના મૂળ પીતા જે મહેશ્વર અથવા નારાયણ તેમની ભક્તિ કરવા તરફ હતું. તેથી તેઓનું લક્ષ શુભ કર્મ કરવા તરફ વિશેષ રહેતું, અને જે જીવો પૂર્વ જન્માંતરમાં આસુરી પ્રકૃત્તિવાળા હતા, તેઓનું વલણ કેવળ પોતાનો સ્વાર્થ કરવા તરફજ રહેતું. તેથી સ્થૂળ-પંચ ઇંદ્રિઓના ભોગોની અપરીમીત આસક્તિમાં લીન થઇ, કોઇનું અનહિત કરવામાં આઘું પાછું જોતા નહિં. આગળ જેમ જેમ એવા પ્રકારના મનુષ્યની વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ તે દૈવી અને આસુરી વચ્ચે શત્રુતા થઇ, કલહ થવા માંડ્યો. તેથી તેની શાંતિને અર્થે મહા વિષ્ણુ પોતે વારંવાર કેવળ કરૂણા દ્રષ્ટીથી અવતાર ધારણ કરે છે. અને કેટલેક પ્રસંગે પોતાનો અંશ યોગ્ય પાત્રમાં મૂકી, તે દ્વારા શુભ કાર્યો કરાવે છે. તે પ્રમાણે આપણા ભૂમંડળમાં બીજાં મંડળમાંથી કેવળ કરૂણા કરી ચાલતા મન્વાતરમાં મનુષ્ય પ્રાણીનાં શુભ સંસ્કા-રા અર્થે વૈવસ્વત મનુ ભગવાન પ્રગટ થયા. તે મનુ ભગવાને

મનુષ્ય પ્રાણીના સુખને અર્થે વર્ણાશ્રમના ધર્માદિની મર્યાદા બાંધી, તેને સારૂ સર્વોત્તમ નિયમોની યોજના કરી. એ મનુ ભગવાન ત્રિકાળદર્શી સર્વજ્ઞ હતા, તેથી સઘળા મનુષ્ય પ્રાણીઓનાં કર્મ પ્રમાણે તેમની આસપાસ રહેલાં ભીન્ન ભીન્ન વર્ણના અન્ડાકાર ઓઝ પોતે જોઇ શકતા હતા, માટે વર્ણાશ્રમની વ્યવસ્થા ગુણ અને કર્મ પ્રમાણે યથાર્થ રીતે કરવાને સમર્થ હતા. તેથી તે પ્રમાણે વર્ણાશ્રમની મર્યાદા બાંધી તેમને યોગ દિક્ષા આપ્યા પછી સઘળાં સ્ત્રી પુરૂષોને તેમના અધીકાર પ્રમાણે વિદ્યા અને ધર્મનાં શિક્ષણ આપવાની પણ યોગ્ય ગોઠવણ કરેલી હતી. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય,, અને શુદ્ર, એ ચારે વર્ણોને વર્તવાંના યોગ્ય નિયમોની જે વ્યવસ્થા મનુ ભગવાને કરેલી છે. તેની અલ્પ સૂચના આ પ્રસંગે કરીએ.

પ્રથમ સઘળા મનુષ્યોને સનાતન દશે ધર્મ અને અધર્મના લક્ષણોનું પરીપકવ જ્ઞાન આપી પરસ્પર ભ્રાતૃભાવની દ્રઢતા કરવાનું શિક્ષણ કાંઇ પણ બદલાની ઇચ્છા રાખ્યા વિના આપવાની વ્યવસ્થા કરી છે. બ્રાહ્મણોને શમ, દમ, ઉપરતિ, તિતીક્ષા, શ્રદ્ધા, અને સમાધાન, એ ષડ્ગુણ સંપન્ન થવાનાં સાધનો મળવાની સાથે ચાર વેદ, ઉપવેદ, ષડ્શાસ્ત્ર, એ ચૌદ વિદ્યાનું સમ્પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાની ત્રણે વર્ણને આજ્ઞા કરેલી છે, એથી તે સમયના બ્રાહ્મણો કેવળ સત્વ ગુણી હોઇને નિર્ગુણ ભોજન પાન કરી, સદા સંતોષી અને પંચ વિષયના ભોગોની આસક્તિ વિનાનાં જીતેન્દ્રિય હતા. તેથી જનસમુહને કેવળ નિષ્કામ વૃત્તિથી ધન, ધાન્યાદિની, યથાર્થ પ્રાપ્તી થવા સારૂ પંચ યજ્ઞો પોતે કરી, બીજાને કરાવવાનો અભ્યાસ રાખતા હતા. તે યજ્ઞમાં પ્રથમ દેવયજ્ઞ, એ કરવાનું મૂખ્ય પ્રયોજન એ કે આપણું સ્થૂળ શરીર, અન્નમય કોશનું છે. એ અન્ન પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે, પણ તે એની મેળે ઉત્પન્ન થઇ શકતું નથી, તેને સારૂ વરૂણ અગ્નિ,

અને મરૂત વગેરે જે અંતરિક્ષનો અધીષ્ટાતા મુખ્ય દેવતા તેઓ બીજા ક્ષુદ્ર તત્વ દેવતા જે કે પોતાના અધીષ્ટાતા દેવતાની આજ્ઞા પ્રમાણે પૃથ્વીમાં પડરસ વગેરે પુરા પાડે છે. તેમનું યંજન કરવાથી યોગ્ય ઋતુએ સઘળું ધાન્ય ઉત્પન્ન કરવામાં પૃથ્વીને સહાયતા મળે છે. તેથી તેવા દેવયજ્ઞ કરવાની અગત્ય છે. ઇન્દ્રાદિ સર્વે દેવતાઓનું મુખ અગ્નિ દેવતા કહ્યું છે. માટે તે દ્વારા ઘૃત અને વનસ્પતિ આદિની આહુતિ અગ્નિમાં આપવાથી તે તત્વ દેવતાઓની તૃપ્તિ થાય છે. કેમકે અગ્નિથી પાણીની વરાળ થાય છે, અને તે વરાળથી વાયુની શુદ્ધિ થઇ, તે વરાળ ઠંડી પડી, વૃષ્ટી પણ યોગ્ય સમયે થાય છે. એ પૂર્વેના વિદ્યા સમ્પન્ન બ્રહ્મચર્ય પાળનારા બ્રાહ્મણો જાણતા હતા. તેથી તેમના દ્વારા દેવયજ્ઞ કરવાની પધ્ધતી હતી. તેથી ઋતુમાં કાંઇ પણ ફેરફાર નહિં થતા તે સમાનપણે રહી, યોગ્ય સમયે વૃષ્ટી પણ સમાન સઘળી પૃથ્વીમાં થયા કરતી હતી. તેથી ધાન્ય અને ચારો યથાસ્થિત થતાં હતાં. એવી રીતે દેવતાનું ઋણ (દેવું) આપવાથી આપણે દેવઋણમાંથી મુકત થઇએ છીએ.

પ્રીય બંધુઓ ? તમે જાણો છો કે જગતનો વ્યવ્હાર આપવા અને લેવાથીજ ચાલે છે. જો આપણે કોઇને આપણું દેવું આપીએ નહિં, તો આપણને પણ કોઇ અગત્યના સમયે નાણું ધીરે નહિં, અને આપણો વ્યવ્હાર બંધ પડી જાય, એજ અખન્ડ સત્ય નિયમ વિશ્વનો છે. તેથી દેવઋણ આપવાની અવશ્ય અગત્ય છે.

બીજો પીતૃ રૂણ એમાં આપણા મૂળ પિતૃ દેવતા જેમણે પ્રથમ છાયા રૂપ દેહ અને ચૈતન્ય રૂપ જીવાત્માના પ્રેરનારા છે, તેમનું યંજન પૂર્વે ત્રણે વર્ણના મનુષ્યો પુષ્પ, પત્ર, ફળ, અને અન્ન, તથા જળાદિકથી કરી, તેમને તૃપ્ત કરતા હતા. તેમજ હાલ આપણને જન્મ આપનારા આપણા સ્થૂળ દેહના માતા,

મનુષ્ય પ્રાણીના સુખને અર્થે વર્ણાશ્રમના ધર્માદિની મર્યાદા બાંધી, તેને સારૂ સર્વોત્તમ નિયમોની યોજના કરી. એ મનુ ભગવાન ત્રિકાળદર્શી સર્વજ્ઞ હતા, તેથી સઘળા મનુષ્ય પ્રાણીઓનાં કર્મ પ્રમાણે તેમની આસપાસ રહેલાં ભીન્ન ભીન્ન વર્ણના અન્ડાકાર ઓઝ પોતે જોઇ શકતા હતા, માટે વર્ણાશ્રમની વ્યવસ્થા ગુણ અને કર્મ પ્રમાણે યથાર્થ રીતે કરવાને સમર્થ હતા. તેથી તે પ્રમાણે વર્ણાશ્રમની મર્યાદા બાંધી તેમને યોગ દિક્ષા આપ્યા પછી સઘળાં સ્ત્રી પુરૂષોને તેમના અધીકાર પ્રમાણે વિદ્યા અને ધર્મનાં શિક્ષણ આપવાની પણ યોગ્ય ગોઠવણ કરેલી હતી. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય,, અને શુદ્ર, એ ચારે વર્ણોને વર્તવાંના યોગ્ય નિયમોની જે વ્યવસ્થા મનુ ભગવાને કરેલી છે. તેની અલ્પ સૂચના આ પ્રસંગે કરીએ.

પ્રથમ સઘળા મનુષ્યોને સનાતન દશ ધર્મ અને અધર્મના લક્ષણોનું પરીપક્વ જ્ઞાન આપી પરસ્પર ભ્રાતૃભાવની દ્રઢતા કરવાનું શિક્ષણ કાંઇ પણ બદલાની ઇચ્છા રાખ્યા વિના આપવાની વ્યવસ્થા કરી છે. બ્રાહ્મણોને . શમ, દમ, ઉપરતિ, તિતીક્ષા, શ્રદ્ધા, અને સમાધાન, એ ષડ્ગુણ સંપન્ન થવાનાં સાધનો મળવાની સાથે ચાર વેદ, ઉપવેદ, ષડ્શાસ્ત્ર, એ ચૌદ વિદ્યાનું સમ્પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાની ત્રણે વર્ણને આજ્ઞા કરેલી છે, એથી તે સમયના બ્રાહ્મણો કેવળ સત્વ ગુણી હોઇને નિર્ગુણ ભોજન પાન કરી, સદા સંતોષી અને પંચ વિષયના ભોગોની આસક્તિ વિનાનાં જીતેન્દ્રિય હતા. તેથી જનસમુહને કેવળ નિષ્કામ વૃત્તિથી ધન, ધાન્યાદિની, યથાર્થ પ્રાપ્તી થવા સારૂ પંચ યજ્ઞો પોતે કરી, બીજાને કરાવવાનો અભ્યાસ રાખતા હતા. તે યજ્ઞમાં પ્રથમ દેવયજ્ઞ, એ કરવાનું મૂખ્ય પ્રયોજન એ કે આપણું સ્થૂળ શરીર, અન્નમય કોશનું છે. એ અન્ન પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે, પણ તે એની મેળે ઉત્પન્ન થઇ શકતું નથી, તેને સારૂ વરૂણ અગ્નિ,

અને મરૂત વગેરે જે અંતરિક્ષના અધીષ્ટાતા મૂખ્ય દેવતા તેઓ બીજા ક્ષુદ્ર તત્વ દેવતા જે કે પોતાના અધીષ્ટાતા દેવતાની આજ્ઞા પ્રમાણે પૃથ્વીમાં પડરસ વગેરે પૂરા પાડે છે. તેમનું યંજન કરવાથી યોગ્ય ઋતુએ સઘળું ધાન્ય ઉત્પન્ન કરવામાં પૃથ્વીને સહાયતા મળે છે. તેથી તેવા દેવયજ્ઞ કરવાની અગત્ય છે. ઇન્દ્રાદિ સર્વે દેવતાઓનું મુખ્ય અગ્નિ દેવતા કહ્યું છે. માટે તે દ્વારા ધૃત અને વનસ્પતિ આદિની આહુતિ અગ્નિમાં આપવાથી તે તત્વ દેવતાઓની તૃપ્તિ થાય છે. કેમકે અગ્નિથી પાણીની વરાળ થાય છે, અને તે વરાળથી વાયુની શુદ્ધિ થઇ, તે વરાળ ઠંડી પડી, વૃષ્ટી પણ યોગ્ય સમયે થાય છે. એ પૂર્વેના વિદ્યા સમ્પન્ન બ્રહ્મચર્ય પાળનારા બ્રાહ્મણો જાણતા હતા. તેથી તેમના દ્વારા દેવયજ્ઞ કરવાની પધ્ધતી હતી. તેથી ઋતુમાં કાંઇ પણ ફેરફાર નહિં થતા તે સમાનપણે રહી, યોગ્ય સમયે વૃષ્ટી પણ સમાન સઘળી પૃથ્વીમાં થયા કરતી હતી. તેથી ધાન્ય અને ચારો યથાસ્થિત થતાં હતાં. એવી રીતે દેવતાનું ઋણ (દેવું) આપવાથી આપણે દેવઋણમાંથી મુકત થઇએ છીએ.

પ્રીય બંધુઓ ? તમે જાણો છો કે જગતનો વ્યવ્હાર આપવા અને લેવાથીજ ચાલે છે. જો આપણે કોઇને આપણું દેવું આપીએ નહિં, તો આપણને પણ કોઇ અગત્યના સમયે નાણું ધીરે નહિં, અને આપણો વ્યવ્હાર બંધ પડી જાય, એજ અખન્ડ સત્ય નિયમ વિશ્વનો છે. તેથી દેવઋણ આપવાની અવશ્ય અગત્ય છે.

બીજો **પીતૃ ઋણ** એમાં આપણા મૂળ પિતૃ દેવતા જેઓ પ્રથમ છાયા રૂપ દેહ અને ચૈતન્ય રૂપ જીવાત્માના પ્રેરનારા છે, તેમનું યજન પૂર્વે ત્રણે વર્ણના મનુષ્યો પુષ્પ, પત્ર, ફળ, અને અન્ન, તથા જળાદિકથી કરી, તેમને તૃપ્ત કરતા હતા. તેમજ હાલ આપણને જન્મ આપનારા આપણા સ્થૂળ દેહના માતા,

પીતા, ગુરૂ, સ્નેહી, તથા જેઓથી આપણે હાલમાં સંસારમાં સુખી રહીએ છીએ, અને જેમણે આપણે માટે કષ્ટ સહન કરેલું છે, તે સધળાનું પણ ઋણ આપણે આપવું જોઇએ. તેને માટે **શ્રાદ્ધાદિક** ક્રિયા કરી, તેમને તૃપ્ત કરવાની અગત્ય છે. કેમકે તેથી આપણી કેટલેક અંશે રક્ષા થાય છે.

ત્રીજો **જ્ઞાન યજ્ઞ** છે. એ યજ્ઞ આ લોક અને પરલોકના સાધન સારૂ પોતે વિદ્યાથી જ્ઞાન પ્રાપ્ત કરી, બીજા આપણાથી ઉતરતાને કેવળ નિષ્કામ વૃત્તિથી સહાય થવા સારૂ છે. તેમાં વિશેષ્યે કરી શુદ્ધ અંતઃકરણથી એકાગ્ર વૃત્તિથી મંત્ર જપ કરવાથી પોતાના અંતરાત્માની શુદ્ધિ થઇ, તે મંત્ર દ્વારા બીજા પ્રાણીઓને પણ કેટલીએક સહાય કરી શકીએ છીએ, માટે એની પણ અગત્ય સરખીજ છે.

ચોથો **મનુષ્ય યજ્ઞ** છે. એ મનુષ્ય પ્રાણી માત્રને તન, મન, અને શક્તિ પ્રમાણે ધનથી આપત્તિકાળમાં સહાય કરવી, અભ્યાગત એટલે મુખ્યત્વેકરી ભોજન કરતી વખતે બારણાં આગળ આવેલા ભૂખ્યા માણસને પ્રેમપૂર્વક સંતોષવો. અને ગૌ અને શ્વાન (કુતરા)નો ગ્રાસ પ્રથમથી કાઢી મુકેલો હોય, તે તેમને આપવો, પાત્ર બ્રાહ્મણોને પ્રસંગોપાત ભોજન કરાવવું. અને મન, વાણીથી સધળા મનુષ્ય પ્રાણીઓનું નિરન્તર શુભ ચિન્તવન કરવું એ મુખ્ય છે. એ કર્મ કેવળ નિશ્કામ વૃત્તિથી કરવાનો અભ્યાસ પાડવાથી યોગ્ય કાળે સધળા મનુષ્યો આપણા ઉપર પ્રેમ કરી ભ્રાતૃભાવથી વર્તે છે. તેથી પ્રાચીનકાળમાં એ પ્રમાણે ચારે વર્ણોના મનુષ્યો યજ્ઞ કરવાનો અભ્યાસ રાખતા હતા.
પાંચમો **પશુ યજ્ઞ** છે. એમાં ગાય, ભેંસ, બળદ, ઘોડા આદિ આપણને જે નિત્ય ઉપયોગી થઇ પડી સહાય કરે છે, તેમને તો પ્રથમજ સત્ય પ્રેમથી જોઇએ તેટલો ઘાસ ચારો અને નિર્મળ જલ આપવાની કાળજી અવશ્ય રાખવાની છે. અને તેની સાથે બીજા સધળા પ્રાણીઓ અને જીવ જંતુ ઉપર પણ દયા દ્રષ્ટીથી

ગ્યોગ્ય સહાયતા કરવાની અગત્ય છે. વળી વાઘ, સર્પાદિ ઘાતકી પ્રાણીઓ ઉપર પણ મનદ્વારા શુભેચ્છા અને સત્ય આત્મભાવ રાખવાથી તેઓના કેટલાક ઘાતકી સ્વભાવો ઓછા થાય છે. અને ઘણે પ્રસંગે તે આપણા કાર્યમાં સહાય પણ કરે છે. માટે સઘળા પશુ પક્ષાદિ પ્રાણીઓની ઉન્નતિ થવામાં તન, મન, અને શક્તિ પ્રમાણે ધનથી સહાય થવું એ પોતાનો ધર્મ એટલે કર્તવ્ય છે, એમ સમજી પૂર્વે સઘળા આર્ય બંધુઓ કેવળ નિષ્કામ વૃત્તિથી એકબીજાને સહાય કરતા હતા. એવી રીતે પંચ યજ્ઞ કરી નિત્ય, નૈમીતીક, કામ્ય, અને પ્રાયશ્ચિત, એ ચારે કર્મો પણ દ્રઢ આગ્રહથી કરવાનો અભ્યાસ રાખવાથી પૂર્વેના મનુષ્યોમાં આળસ અને સુસ્તીનો પ્રવેશ થઇ શકતો નહોતો, અને સઘળા મનુષ્ય સદા ચંચળ રહી પોતપોતાનું કાર્ય આગ્રહ પૂર્વક કરતા હતા તેથી અસુરો એટલે દુષ્ટ બુદ્ધિવાળાનું બળ ન્યૂન થઇ, તે પણ એવા નિષ્કામી પુરૂષોને સ્વાધીન રહેતા હતા. **इति वचनामृतम्**

---

## वचनामृत ३ जुं.

---

હવે જેને રજો ગુણ પ્રધાનપણે અને સત્વગુણ ગૌણપણે વર્તે તેવા ક્ષત્રીઓ જેને રાજ્યનો અધીકાર છે, તેમને સારૂ મનુ ભગવાને બાંધેલા નિયમોનો અલ્પ સાર આ પ્રસંગે કહીએ.

પ્રથમ એટલું લક્ષમાં રાખવાનું કે, બ્રાહ્મણની પેઠે પૂર્વે ક્ષત્રિઓને પણ ત્રીકાળદર્શી રૂશી મુનીઓ તરફથી દિક્ષા આપવામાં આવતી હતી. તેથી તેઓ પોતે એમ સમજતા

નહિંહતા કે, તેમણે રાજ્યગાદી પ્રાપ્ત કર્યા પછી સત્તા મળેથી માત્ર સંસારના ઉત્તમ સુખ ભોગવવાં, પણ સઘળા મનુષ્યોને સમાન દ્રષ્ટીથી જોઇ, ગરીબોને કોઇ ધનવાન અને સત્તાવાળા મનુષ્યો તરફથી કોઇ પણ પ્રકારે કષ્ટ થાય, તો તેની રક્ષા કરવા સારૂ રાજયપદ છે, એમ સમજી સામ, દામ, ભેદ, અને દંડ, એ ચારે અતી ઉત્તમ રાજયભેદ પોતે સમજી તે પ્રમાણે સત્ય ન્યાય કરતા હતા. તે એવી રીતે કે કોઇ માનસીક જ્ઞાનવાળાથી પોતાની અન્તર ઇન્દ્રિયની પ્રબળ વાસનાથી કોઇ ગરીબને કાંઇ કષ્ટ અપાયું હોય, તેનો પાછળથી પ્રશ્ચાતાપ કરે, એવો મનુષ્ય હોય, તો તેને સાસ્રમાં કહેલી સત્ય મર્યાદા સમજાવી તેને સુધારતા હતા. બીજા જેને ઉપજીવિકાનું કાંઇ પણ સાધન નહિં હોવાથી પોતાને માત્ર ખાવા પીવા સારૂ ચોરી વીગેરે અન્યાય કરનારને મજૂરી કરાવી, તેને ધન, ધાન્યાદિ આપી શાન્ત કરતા, વળી બીજા જે વિવેકી અને સત્ય અસત્યને જાણનારા છતાં સંગ દોષ, અને પોતાની અન્તરની મલીન વૃત્તિને લીધે કાંઇ અપરાધ કરે એવા હોય, તેમને શાસ્ત્ર પ્રમાણે સત્ય ભેદ સમજાવી સુધારતા અને જે કેવળ પૂર્વેના જન્માન્તરથી દુષ્ટ વૃત્તિવાળા ક્રૂર અને ઘાતકી જનો હોય, તેમને તેમના અપરાધ પ્રમાણે યોગ્ય દંડની શિક્ષા વગેરે કરી તેમની વૃત્તિ અને વર્તણુંક સુધારવા પ્રયત્ન કરતા. તેથી પ્રજા પણ પોતાના રાજકર્તા જેઓ મહાન પુરૂષની દિક્ષાને પાત્ર થએલા છે, અને જેમને તે દિક્ષા મળેલી છે, એવા મહારા જોમાં ઇશ્વરી અંશ છે, એમ સમજી તેમની સર્વે આજ્ઞા અત્યાનન્દથી માન્ય રાખતા હતા. તેમજ મહારાજાઓ પણ પોતાને જે દિક્ષા સમયે બોધ મળેલો તે પ્રમાણે શ્રીમન્ત અને સત્તાવાળામાં જો પોતાના પુત્રો અને કુટુમ્બીઓ હોય, તો તેમને અને બીજા ગરીબ નિરાધાર અનાથ પર્યંત સઘળી પોતાની પ્રજાને સમાન વૃત્તિથી પુત્ર સમાન ગણી તેમને કષ્ટ

અને દુઃખના સમયે પોતાના દેહ પર્યંત સર્વસ્વનું સ્વાર્પણ કરી, ભોગ આપવાને ભૂલતા નહિં. તેમજ શ્રીમન્ત, વેપારી, અને ખેડુતોની સર્વ પ્રકારે તન, મન, અને ધનથી રક્ષા કરી વેપારીઓને દેશ પ્રદેશ જઇ, ધન સમ્પાદન કરવાનાં સાધનો કરી આપી કેટલીએક તેમને સ્વતંત્રતા પણ આપતા. અને કષ્ટ સમયે તેમને સહાય કરતા હતા. વળી તે મહારાજાઓ પ્રજા પાસેથી પોતાને જે ધન, ધાન્યનો અંશ મળતો હતો, તેમાંથી પોતાનો ખરચ સાવચેતીથી કરતા હતા. પણ હમણાના રાજાઓની પેઠે કેવળ પોતાના સુખને અર્થે અને રાજ્યના લોભથી અયોગ્ય સંગ્રામ કરવાનાં અનીષ્ટ કાર્યમાં વાપરતા નહિં, પણ દ્રવ્યનો સંગ્રહ કરી રાખતા, તેમાંથી આપત્તિ કાળના સમયે પોતાનાં અનાજના કોઠાર ઉઘાડી ગરીબ અને અનાથ લોકોને કાંઇ પણ બદલો લીધા વિના કેવળ નિસ્કામ વૃત્તિથી સહાય કરતા હતા. સંગ્રહ કરેલાં દ્રવ્યમાંથી ધર્મનાં દેવાલયો, કુવા, વાવ, તળાવ નદીના ઓવારાઓ બાંધવામાં ખરચ કરતા. તેમજ નિતી અને ધર્મબોધની બાળક અને બાળકીઓને સારૂ શાળાઓ સ્થાપવામાં કેટલોએક ખરચ કરતા. તેણે કરી પોતાના સર્વ રાજ્યમાં શાંતિ વર્તી સઘળી પ્રજા ધન, ધાન્ય, પશુ, પુત્રાદિકથી સુખી રહેતી હતી. એ તેમનો યોગ માર્ગ હતો. તેમજ વૈશ્ય વર્ણનાં લોકો જેને સત્વ ગુણનાં કાંઇક અંશની સાથે રજો તમોગુણ પ્રધાનપણે વર્તતા હતા, તેઓ પણ પોતાના મેળવેલા ધન ધાન્યાદિકનો માત્ર કેવળ પોતાના સ્વાર્થને અર્થેજ ઉપયોગ કરવાની ઇચ્છા રાખતા નહિં, પણ પોતાના પીતા સમાન દયાળુ રાજા અને તેની ધાર્મિક પ્રજાને કષ્ટના સમયે શક્તિ પ્રમાણે સહાય કરતા હતા. તે સિવાય જાત્રાળુઓ સારૂ માર્ગમાં ધર્મશાળા, અન્નછત્રો, સાધુ સન્યાશી અને યોગીઓ સારૂ મઠ, અને દેવાલયો, તેમજ બાળક અને બાળકીઓ સારૂ વિદ્યા અને નીતિ ધર્મની શાળામાં દ્રવ્યનો કેટલોએક ખર્ચ કેવળ

# वचनामृत ४ थुं.

મુખ્યત્વે કરી કલીયુગનાં મનુસ્ય પ્રાણીનાં આલોક અને પરલોકનાં સાધન સારૂ શ્રી કૃસ્ણ ભગવાને સર્વે ઉપનિપદો અને શાસ્ત્રોમાંથી દોહન કરી, જે ગીતારૂપી અમૃત કાઢેલું છે, તે-માંનો કેટલોએક સાર આ પ્રસંગે શ્રદ્ધાવાળા બંધુઓને જણા-વવાથી તેનો સંબંધ આપણે પાછળ કહેલા મનુ ભગવાનના નિયમો સાથે કેટલો મળતો આવે છે, તે જણાશે. અને તેથી જે સત્ય શ્રદ્ધાવાળા અને આગ્રહી ભક્તો છે, તેમને જણાશે કે તે પ્રમાણે વર્તવાથી પોતાની ઉન્નતી થવામાં પુષ્ટી મળશે.

શ્રી ભગવદગીતાના ત્રીજા અધ્યાયમાં શ્રી કૃસ્ણ ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે કે:—

**न कर्मणा मनारंभा न्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेवा सिद्धिं समाधिं गच्छति ॥४॥**

એટલે કોઇ પણ પ્રકારનાં કર્મનો પ્રારંભ નહીં કરતાં આળસુની પેઠે વખત ગાળવાથી તે મનુષ્ય કર્મના બંધનથી મુક્ત થતો નથી, અને માત્ર બહારથી શિખા સુત્રનો ત્યાગ કરી, ભગવાં વસ્ત્ર પહેરી માત્ર સન્યાશીનો વેપ ધારણ કરવાથી કોઇ પણ પ્રકાર ના ધર્મનું સત્ય કાર્ય થતું નથી.

**नहि कश्चित्क्षणमपि जातुतिष्ठत्य कर्म कृत ।**
**कार्यतेह्यवशः कर्म सर्वः प्रकृति जैर्गुणैः ॥ ५ ॥**

વિશ્વનો સત્ય અખંડ એવો નિયમ છે કે, કોઇપણ પ્રકારના કર્મ કર્યા વિના એક ક્ષણ પણ ચાલે નહિં, કેમકે પ્રકૃતિનો સ્વભાવિક ગુણ એવો છે કે. તેને વશ થઇ, કોઇ પણ પ્રાણીથી કોઇ પણ પ્રકારનાં કર્મો કર્યા વિનાં ચાલેજ નહિં

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्वि मूढात्मा मिथ्या चारः स उच्यते॥६॥

કોઇ પણ મનુસ્ય હઠથી ઇંદ્રિયોનો સંયમ કરી, એટલે હઠ ક્રિયાથી ઇંદ્રિયો સ્વાધિન કરવા છતાં, જો તેનું મન ઇંદ્રિઓના વિષયો ઉપર ચોંટેલું રહે, તો તેને મુઢાત્મા એટલે ઢોંગી અથવા કપટ કરનારો અજ્ઞાની જાણવો.

यस्तिस्त्विधंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगम सक्तः सविशिष्यते ॥ ७ ॥

પરંતુ હે ! અર્જુન જે મનુસ્ય પોતાના મન વડે સઘળી ઇંદ્રિયોને સ્વાધીન રાખી કોઇ પણ વસ્તુમાં આસક્તિ એટલે પ્રીતિ નહિં રાખતાં ઇંદ્રિયોદ્વારા કર્મયોગ એટલે જે જે કર્મ કરવાને તે મનુસ્ય બંધાયો છે તે તે કર્મ તે કરે છે, તો પણ તે સારો એટલે ઉત્તમ પુરૂપ છે.

नियतं कुरु कर्मत्वं कर्मज्यायोह्म कर्मणः ।
शरिर यात्रा पिचतेन प्रसिद्धेद कर्मणः ॥ ८ ॥

જે કર્મ કરવાને નિર્માણ થએલું છે. તે કર્મ કરવુંજ જોઇએ. ને તે કરવાથી લાભ છે. માટે નિત્ય કરવાનાં જે કર્મ તે તું કર. આ શરીર કર્મ કર્યા વિના રહેવાનુંજ નથી.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयंकर्मबंधनः।
तदर्थंकर्मकौंतेय मुक्तसंगःसमाचर ॥९॥

આ નવમા શ્લોકનો સત્ય ભાવાર્થ ઘણાજ થોડા સમજી શકે છે એના ઉપલક અર્થથી એમ સમજાય છે કે યજ્ઞ સિવાયનાં બીજાં કર્મ કરવાથી બન્ધન થાય છે. પરન્તુ સત્ય ગુહ્યાર્થ સહિત એવો અર્થ થાય છે કે, હે ? કુન્તીના પુત્ર અર્જુન,

હે? અર્જુન તું એમ જાણજે કે કર્મ સઘળું બ્રહ્માથી ઉત્પન્ન થએલું છે, અને બ્રહ્મા અક્ષર એટલે નાશ નહિ પામે એવા પરબ્રહ્મથી ઉત્પન્ન થયા છે, માટે તે સર્વ વ્યાપક છે. તેથી તે યજ્ઞમાં પણ છે. એમ તું જાણ.

**एवंप्रवर्तितंचक्रं नानुवर्तयतीहयः।**
**आघयुरिंद्रियारामो मोघंपार्थसजीवति॥ १६॥**

હે ! પાર્થ એ પ્રમાણે પ્રવૃત્તિના ચાલતા કાળચક્રને અનુસરી શુભ કર્મથી જે વર્તતો નથી, તે પુર્વેના પાપ કર્મને લીધે માત્ર ઇન્દ્રિઓનાજ વિષયમાં આશક્ત રહે છે, તેથી તે પોતાનું જીવતર મીથ્યા ગુમાવે છે.

**तस्मादसक्तः सततं कार्यंकर्मसमाचर।**
**असक्तोह्याचरन्कर्म परमाप्नोतिपूरुषः ॥१९॥**

માટે કોઇ પણ પ્રકારની આશક્તિ અથવા મમતા રાખ્યા વિના જે અવષ્યના કામો કરવાનાં આવી પડે તે કાર્યો નિરન્તર કર્યા કર. કેમકે જે મનુસ્ય કાંઇ પણ મમતા રાખ્યા વિના કર્યા કરે છે, તે પરમ પદ જે મોક્ષ તેને પામે છે.

**कर्मणैवाहिसंसिद्धिमास्थिताजनकादयः।**
**लोकसंग्रहमेवापिसंपश्यन्कर्तुमर्हसि॥२०॥**

જનકાદિ મહાન યોગીઓ પણ કર્મ કરીનેજ ઉત્તમ ગતિને પામેલા છે. માટે જનસમૂહના કલ્યાણ થવાના હેતુ ઉપર લક્ષ રાખી તારે પણ આવી પડેલાં કર્મ કરવાની અગત્યં છે.

**यद्मदाचरातिश्रेष्ठस्तत्तदेवेतरोजनः।**
**सयत्प्रमाण कुरुते लोकस्तदनु वर्तते ।।२१।।**

જે પ્રમાણે સંસારમાં ઉત્તમ ગણાએલો પુરૂષ કર્મ કરી,

જેવું આચરણ કરે છે; તેજ અન્ય બીજા સામાન્ય જનો સત્ય પ્રમાણ ગણી તે પ્રમાણે વર્તે છે.

नमे पार्थास्ति कर्तव्यं त्रिषुलोकेषु किंचन।
नानवाप्तमवाप्तव्यं वर्तएवचकर्मणि ॥२२॥

હે ? પાર્થ મારે ત્રણે લોકમાં કાંઇ પણ જાતનું કર્મ કરવાનું રહેલું નથી. તેમજ ત્રીલોકમાં કાંઇ પણ એવી વસ્તુ મેળવવાની બાકી રહી નથી. જે તે પ્રાપ્ત કરવા સારૂ મારે કર્મ કરવાની અગત્ય પડે, છતાં મારી આસપાસના જનસમૂહ સાથે તેમનાં જેવાં કાર્યો કરવાને તેમની સાથે મળી જાઉં છું.

यदिह्यहंनवर्तेयं जातुकर्मण्यं तंद्रितः ।
ममवर्त्मानुवर्तंते मनुष्याः पार्थसर्वशः॥२३॥

નહિં થાકેલો અથવા કંટાળેલો જે હું તે જો મારી આસપાસના જનસમૂહ સાથે તેમનાં જેવાં કર્મો કરવા મળી નહિં જાઉં તો તે સઘળા મારૂં દ્રષ્ટાન્ત લઇ તે માર્ગ ગ્રહણ કરશે.

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्यच कर्त्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

માટે જો હું કર્મ નહિં કરૂં તો લોકો પણ પોતાનું સત્ય કર્મ કરવાનું મુકી દઇ સઘળી પ્રજા વ્યભિચારી (વર્ણશંકર) થઇ એકત્ર થઇ જાય, અને તેથી અંતે નાશ પામે. અને તે નાશનો કરનારો હું કહેવાઉં, તે માટે ભાઇઓ આપણે જો સનાતન ધર્મના લક્ષણોની મર્યાદાનો લોપ કરી, ધર્મ વિનાના થઇ, કેવળ સ્વાર્થનાંજ કર્મો કર્યા કરીશું તો આપણાં છોકરાં અને સગાં સંબંધીઓ પણ તે પ્રમાણે વર્તી ભ્રષ્ટ થશે, તેનો દોષ પણ આપણને લાગશે, માટે એ સૂચના ધર્મ જીજ્ઞાસુઓએ તો વિશેષ લક્ષમાં રાખવાનીજ છે.

**सक्ताः कर्मण्य विद्वांसो यथाकुर्वंति भारत ।**
**कुर्याद्वि द्वांस्तथा सक्त श्चिकीर्पुर्लोक संग्रहम् ॥२५॥**

હે ? ભારત જેવી રીતે અજ્ઞાની મનુષ્યો કર્મ કરવામાં આશકિત એટલે માત્ર પોતાનોજ સ્વાર્થ કરવા સારૂ દ્દઢ વૃન્તિથી કર્મો કરે છે. તેવી રીતે ધર્મ જીજ્ઞાસુએ મમતા એટલે આશકિત રાખ્યા વિનાં જે કર્મ કરવામાં જન સમૂહનું ભલું થતું હોય, તેવાં કર્મો દ્દઢ આગ્રહથી કરવાની અગત્ય છે.

**न बुद्धि भेदं जनयेदज्ञानां कर्म संगिनाम् ।**
**जोषयेत्सर्व कर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥**

કર્મ સંગી એટલે કર્મમાં આશકિતવાળા અજ્ઞાની મનુષ્યોનાં મન વિદ્વાન ને વિવેકી પુરૂષોએ તે જે કર્મ કરતા હોય, તેમાંથી એકાએક ફેરવવા નહિં, પણ યુકિતથી ધીમે ધીમે તેમને સમજાવી તેઓને સત્ય કર્મ કરવા દોરવવા.

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकार विमूढात्मा कर्ताह मिति मन्यते ॥२७॥**

જે જે કર્મો થાય છે, તે સઘળાં પ્રકૃન્તિના ગુણેજ કરી બુદ્ધિદ્વારા થાય છે, એમ છતાં વિમુઢાત્મા એટલે જેની બુદ્ધિ અજ્ઞાન રૂપી આવરણથી ઢંકાઇ ગએલી છે, તે અહંકારથી કર્મ હું કરૂં છું એમ માને છે.

**तत्व वितु महा बाहो गुण कर्म विभागयोः ॥**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥**

હે મહાબાહો (મોટા હાથવાળા અર્જુન) પ્રકૃન્તિના ગુણ અને કર્મ એ બેમાં જે સત્ય ભેદ છે, તે તત્વને જાણનારા જ્ઞાની પુરૂષો યથાર્થ જાણે છે, તેથી તેઓ કર્મ કરવામાં કશું અભિમાન રાખતા નથી.

**प्रकृतेर्गुण संमूढाः सज्जंते गुण कर्मसु ।**
**तान कृत्स्नविदो मंदान्कृत्स्न विन्न विचालयेत्॥२९॥**

પ્રકૃતિ એટલે પોતાના મૂળ સ્વભાવથી જેની બુદ્ધિ ઢંકાઇ ગએલી હોય, તેવા મન્દ બુદ્ધિવાળાને ઇંદ્રિયોનાં કર્મ કરવા ઉપર વૃત્તિ રહે છે. માટે જેને સત્ય જ્ઞાન મળેલું છે, તેણે મન્દ બુદ્ધિ વાળાના મનને ચલીત કરવું નહિં.

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्म चेतसा ।**
**निराशी निर्ममो भूत्वा युध्यस्व विगत ज्वरः॥३०॥**

પોતાના આત્માને વિષે સન્યાશ એટલે ચિત્તની વૃત્તિ દ્રઢ કરી સઘળ કર્મ મને અર્પણ કરી, કાંઇ પણ ઇચ્છા રાખ્યા વિના હું પણું મુકી દઇ, અને મનનું દુઃખ કાઢી નાંખીને તારૂં ક્ષત્રી ધર્મનું કર્તવ્ય જાણી યુદ્ધ કર.

**येमेमतमिदंनित्यमनुतिष्ठंति मानवाः**
**श्रद्धावंतोऽनसूयंतोमुच्यंते तेऽपिकर्मभिः॥३१॥**

આ મારી આજ્ઞા માન્ય કરી, જે મનુષ્યો તે પ્રમાણે વર્તે છે, અને જે શ્રદ્ધાવાળા અને દોષ દ્રષ્ટી એટલે ખામી ખોડ જોતા નથી, તે મનુષ્યો કર્મનાં બન્ધનથી મુકત થાય છે.

**येत्वेतदभ्यसूयंतो नानुतिष्ठंतिमेमतम्।**
**सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः॥३२॥**

જેને આ મારી આજ્ઞા દોષ રૂપ જણાય, તેથી તે પ્રમાણે વર્તે નહિં, તે મન્દ બુદ્ધિનો મૂર્ખ મનુષ્ય નાશને પ્રાપ્ત થઇ ગએલો જાણવો.

**सदृशंचेष्टतेस्वस्याःप्रकृते र्ज्ञानवानपि।**
**प्रकृतियांतिभूतानिनिग्रहःकिंकरिष्यति ॥३३॥**

જે ઉત્તમ માનસીક જ્ઞાનવાળા છે, તે પણ પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે વર્તે છે. સઘળા પ્રાણી માત્રની વૃત્તિ પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે ચાલવાની થાય છે, તેથી તેઓ ઇન્દ્રિયોને કેમ રોકી શકે?

**इंद्रियस्येंद्रिय स्यार्थे रागद्वेषौव्यवस्थितौ।**
**तयोर्नवशमागच्छेत्तौह्यस्यपरिपंथिनौ ॥३४॥**

ઇન્દ્રિયોને માટે જે વિષયો છે, તેના ઉપર પ્રીતિ અને અપ્રીતિ થાય છે, તે બેઉ ઇન્દ્રિયોમાંજ રહેલાં છે, માટે એને વશ થવું નહિં, કેમકે એ બન્ને એના કટ્ટા શત્રુ છે.

**श्रेयान्स्वधर्मोविगुण : परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मेनिधनंश्रेयःपरधर्मोभयावहः ॥३५॥**

પોતાનો ધર્મ બીજા પારકાના ધર્મ કરતાં ઉતરતો હોય, તો પણ તે પોતાનો સારો છે, પોતાના ધર્મમાં મરણ થાય, તે સારૂં, કેમકે પારકો ધર્મ ભયવાળો છે. ભાઇઓ—આવાં ગીતાનાં વાકયથી વિદ્વાન અને ભણેલા પણ ગુંચવાય છે. કેમકે તે એમાંનો સત્ય હેતુ સમજી શકયા નથી. સત્ય ભાવાર્થ એવો છે કે, પોતાનો ધર્મ એટલે કર્તવ્ય, એટલે જે ધંધો અથવા કામ, આપણા પ્રારબ્ધાનુસાર કરવામાં બંધાએલા છે, તેજ કરવું. પણ બીજો ધંધો ગમે તેવો સારો હોય, પણ તે આપણને કરવા જોગ ન હોય તો તે કરવો નહિં, પણ પોતાના મુળ ધંધામાં ચિત્ત લગાડી મર્ણ પર્યન્ત તેજ કરવામાં અન્તે લાભ છે. એ સત્ય મર્મને લક્ષમાં રાખી પોતપોતાનાં કામો કરશો તો સુખી થશો.

अथकेनप्रयुक्तोऽयंपापंचरति पूरुषः ।
अनिच्छन्नपिवार्ष्णेयबलादिवनियोजितः ॥३६॥

હે કૃષ્ણ! પોતાની ઇચ્છા નહિં છતાં કોઇ જાણે બળથી ઘસડી જતું હોય, તેમ મનુષ્ય પાપ કરે છે, માટે તેને પાપ કરવા કોણ કહે છે ?

कामएष क्रोधएष रजोगुण समुद्भवः ।
महाशनो महापाप्मा विद्धयेनमिहवैरिणम् ॥३७॥

રજો ગુણથી ઉત્પન્ન થએલો જે કામ અને ક્રોધ, એ સઘળાંનો નાશ કરનારા છે, અને એજ આપણા શત્રુ છે એમ, તું જાણ.

धूमेनाव्रियतेवह्निर्यथाऽऽदर्शोमलेनच ।
यथोल्बेनावृतोगर्भस्तथातेनेदमावृतम् ॥३८॥

જેમ અગ્નિ ધુમાડાથી ઢંકાઇ જાય છે, દર્પણ (આરસી) મેલથી ઢંકાઇ જાય છે. અને ગર્ભ ઓરથી ઢંકાઇ જાય છે. તેમ જ્ઞાન અને આ જગત્ કામનાથી ઢંકાઇ જાય છે.

आव्रतं ज्ञान मेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेनच ॥३९॥

હે ? કુન્તિના પુત્ર જેમ અગ્નિ તૃપ્ત થતો નથી, તેમ જ્ઞાનીનો શત્રુ જે કામ, તેતૃપ્ત નહિં થતાં જ્ઞાનને ઢાંકી નાંખે છે.

इंद्रियाणिमनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्यदेहिनम् ॥४०॥

ઇન્દ્રિ, મન, અને બુદ્ધિ, એમાં કામને રહેવાનું સ્થાન છે. એ કામ ઇન્દ્રિયો વગેરેથી જ્ઞાનને ઢાંકી નાંખી શરીરમાં

વસનારા જીવને ભોળવી નાંખે છે.

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्यभरतर्षभ ।
पाप्मानंप्रजाहि ह्येनं ज्ञान विज्ञाननाशनम् ॥४१॥

માટે ભરત કુળમાં શ્રેષ્ટ અર્જુન! તું ઇન્દ્રિયોને નિયમમાં રાખી જે કામ માનસીક ઉત્તમ જ્ઞાન અને નિશ્ચયાત્મક બુદ્ધિ જ્ઞાનનો નાશ કરનાર છે. તેનો ત્યાગ કર.

इंद्रियाणि पराण्याहु रिंद्रियेभ्यःपरंमनः ।
मनसस्तुपराबुद्धिर्यो बुद्धेः परतस्तुसः ॥४२॥

ઇન્દ્રિયો ઘણી બળવાન છે, ઇન્દ્રિયો કરતાં મન વિશેષ બળવાન છે, મન કરતાં બુદ્ધિ અધીક બળવાન છે, પણ એ સઘળા કરતાં તે એટલે જીવાત્મા સૌથી શ્રેષ્ટ છે. ભાઇઓ એમાં રહેલો ગુહ્યાર્થ કઠોપનિષદના દશમા અને અગીઆરમાં મંત્રની ટીકામાં શ્રી જગદગુરૂ શંકરાચાર્યે જે જણાવેલું છે તે સાંભળો. એમાં જે મન કહ્યું છે, તે શૂક્ષ્મભૂત એટલે વાયુ અને આકાશ એ તત્વથી ઉત્પન્ન થએલું છે. અને બુદ્ધિ એ તેજ અને આકાશ એ શૂક્ષ્મભૂતથી થએલી છે. તે અને જે જીવાત્મા એમાં કહ્યો છે, તેને હિરણ્ય ગર્ભ સમજવો. કેમકે તે સઘળા પ્રાણીઓનું અન્તર તત્વ છે. એને કેટલેક પ્રસંગે મહત્ પણ કહે છે. માટે તે સૌથી શ્રેષ્ટ છે. આ હિરણ્ય ગર્ભ મૂળ પ્રકૃન્તિ અથવા માયાથી ઉત્પન્ન થએલો છે. તેથી એનું જ્ઞાન અને વિજ્ઞાન મનુષ્યોની બુદ્ધિનાં કરતાં અધીક શૂક્ષ્મ છે. ઉપર કહેલા મહત્ના કરતાં અતિ શૂક્ષ્મ અને શ્રેષ્ટ અવ્યક્ત અવ્યાકૃતિ અથવા આકાશ છે. જે સઘળા બ્રહ્માંડનું કારણ છે. એ પરમાત્મામાં જે પ્રમાણે અંજીરમાં વૃક્ષ રહેલું છે, તે પ્રમાણે છે. પણ એ અવ્યક્તની પેલી તરફ તેના કરતામાં શુક્ષ્મ સઘળાનું મુળ કારણ તે પુરૂપ છે, તે સઘળામાં વ્યાપી રહયો

છે, તેનાં કરતાં શ્રેષ્ટ કાંઈજ નથી, એવા શૂક્ષ્મનો છેડો છે એ તું જે પુરૂષસમ સમજે છે, તે જન્મ મરણથી મુક્ત થાય છે.

**एवं बुद्धेःपरं बुद्ध्वा संस्तभ्यात्मान मात्मना**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥**

એવી રીતે બુધ્ધિથી જીવાત્માને શ્રેષ્ટ સમજી તેના બળથી સઘળી ઇન્દ્રિયોને વશ કરી, હે અર્જૂન તું કામ રૂપી જે અતિ બળવાન શત્રુ છે, તેનો નાશ કર. **इति वचनामृतम्**

---

# वचनामृत ५ मुं.

---

પરમપ્રીય ભાઇઓ. હવે આપણી વૃત્તિઓને સત્ય માર્ગે લગાડવા સારૂ જ્ઞાન, કર્મ, અને કર્તા તેમજ બુધ્ધિ અને ધૈર્યતા એના યથાર્થ ભેદ જાણ્યા પછી આગળ વર્ણાશ્રમના ભેદ પણ જાણવાની અવશ્ય અગત્ય છે. તેથી એ વિષે શ્રીકૃષ્ણ ભગવાને શ્રી ભગવદ્‌ગીતાના અઢારમાં અધ્યાયમાં જે કહ્યું છે. તે સાંભળો.

**ज्ञानं कर्मच कर्ताच त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणुतान्यपि ॥१९॥**

ગુણો જુદા જુદા છે. માટે જ્ઞાન, કર્મ, અને કર્તા, એના પણ ત્રણ જુદા જુદા ભેદ હોવા જોઇએ. તે સાંખ્ય શાસ્ત્રમાં જે કહ્યા છે, તે હું કહું છું, તે સાંભળ.

**सर्वभुतेषुयेनैकं भावमव्ययमीक्षते**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानंविद्धि सात्विकम् ॥२०॥**

જે જ્ઞાન અવિનાશી મૂળ કારણ જે સઘળા જીવ પ્રાણીમાં

રહ્યું છતાં તે ભીન્ન થએલું જણાતું નથી, તે જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન જાણ. એ જ્ઞાન ધ્યાનની સપ્ત ભૂમીકા કે જેથી વિધાર્થી ઉંચી ગતીને પહોંચી શકે છે, તે છે. એ સપ્ત ભૂમીકામાં પ્રથમ ૧ શુભેચ્છા, ૨ વિચારણ, ૩ તનુ માનસા, ૪ સત્વાપત્તિ, એ ચોથી ભૂમીકા ઉપર સાધક સમાધી કરી આત્માનો સાક્ષાત્કાર અનુભવ કરી શકે છે. બાકીની ત્રણ ભૂમીકા બુદ્ધિનો ઉત્તરોત્તર વૃદ્ધિ ક્રમ જણાવે છે. પાંચમી ભૂમીકા અસંસક્તિ એટલે આસક્તિ માત્રનો નાશ થવો. ૬ પદાર્થભાવિની. આમાં પદાર્થ માત્રનો અભાવ થાય છે. ભેદનો ભ્રમ રહેતો નથી. સર્વભાવ સમ્પૂર્ણપણે પ્રકાશે છે. છેલ્લી એટલે સાતમી ભૂમીકા તુર્યગા કહેવાય છે. એ સર્વોત્તમ સ્થિતિ છે. એ સ્થિતિવાળા વિદેહ મુક્ત કહેવાય છે. એ સાતે ભૂમીકાની વિશેષ સૂચના આપણા એક આગ્રહી બન્ધુએ જે ગીતામાં પ્રસિદ્ધ કરી છે, તે અધ્યાય અઢારના શ્લોક વીશની સમજુતીના સારમાં આપેલી છે.

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥**

જે જ્ઞાનથી જીવોમાં ભીન્ન ભીન્ન ગુણો રહેલા છે, તે ભીન્ન ભીન્નપણે દેખાય, તે જ્ઞાનને રજો ગુણી જાણવું.

**यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम्**
**अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥**

પોતાની અલ્પ બુદ્ધિને લીધે કોઇ પણ કાર્ય અથવા વસ્તુને પરીપૂર્ણ માની લે છે, તે તથા જે કારણ વિનાનું ટૂંકું જેનો કાંઇ પણ સાર સમજી શકાય નહિં, એવું જે જ્ઞાન તેને તમોગુણી જાણ.

હવે કર્મ વિષે શ્રી કૃષ્ણ ભગવાન કહે છે, તે સાંભળો.

नियतं संगरहितंम रागद्वेतः कृतम्।
अफल मेप्सुना कर्मयत्तत्सात्विक मुच्यते ॥२३॥

જે કર્મ કરવાને આપણે બન્ધાયા છીએ, તે કર્મ અતિશે મમતા અથવા દ્વેષબુદ્ધિ વગર અને તેના ફળની ઇચ્છા રાખ્યા વિના જો કરીએ, તો તે સાત્વિક કર્મ કહેવાય.

य-तुकामेप्सुना कर्मसांहकारेण वा पुनः।
क्रियतेवहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

જે કર્મ કરતી વખત લાભ મેળવવાની ઇચ્છા થાય, અથવા હું કરૂં છું. એમ ધારીને થાય, અને તે કર્મ ઘણી મહેનતથી દુઃખ ભોગવીને પણ થાય, એ સઘળાં રજોગુણી કર્મ કહેવાય છે.

अनुबंधं क्षयं हिंसामन पेक्ष्यच पौरुषम्।
मोहादारभ्यते कर्मयत्त त्तामस मुच्यते ॥२५॥

પરીણામનો વિચાર નહિં કરતાં અને તે કર્મ કરવાથી કોઇને કાંઇ પીડા અથવા દુઃખ થશે, એનો વિચાર કર્યા વિના અને પોતાની શક્તિ તે કાર્ય કરવાની છે કે નહિં, તેનો વિચાર કર્યા વિના જે કર્મ થાય છે, તે તમોગુણી કર્મ કહેવાય છે.

હવે શ્રી કૃષ્ન ભગવાન કર્ત્તા વિષે શું કહે છે, તે સાંભળો.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साह समन्वितः।
सिद्धयसिद्धयो र्निर्विकारः कर्त्तासात्विक उच्यते॥२६॥

અહંભાવનો ત્યાગ કરી; સઘળી આશક્તિ (મમતા) છોડી દઇ, ધીરજ રાખી આરમ્ભેલું કામ પાર પડે, અથવા નહિં પડે તેની ચિન્તા રાખ્યા વિના જે મનુષ્ય પોતાનું આવી પડેલું કામ કરે છે તે સાત્વીક કર્ત્તા કહેવાય છે,

રહ્યું છતાં તે ભીન્ન થએલું જણાતું નથી, તે જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન જાણ. એ જ્ઞાન ધ્યાનની સપ્ત ભૂમીકા કે જેથી વિદ્યાર્થી ઉંચી ગતીને પહોંચી શકે છે, તે છે. એ સપ્ત ભૂમીકા માં પ્રથમ ૧ શુભેચ્છા, ૨ વિચારણ, ૩ તનુ માનસા, ૪ સત્વાપત્તિ, એ ચોથી ભૂમીકા ઉપર સાધક સમાધી કરી આત્માનો સાક્ષાત્કાર અનુભવ કરી શકે છે. બાકીની ત્રણ ભૂમીકા બુદ્ધિનો ઉત્તરોત્તર વૃદ્ધિ ક્રમ જણાવે છે. પાંચમી ભૂમીકા અસંસકિત એટલે આસકિત માત્રનો નાશ થવો. ૬ પદાર્થભાવિની. આમાં પદાર્થ માત્રનો અભાવ થાય છે. ભેદનો ભ્રમ રહેતો નથી. સર્વભાવ સમ્પૂર્ણપણે પ્રકાશે છે. છેલ્લી એટલે સાતમી ભૂમીકા તુર્યગા કહેવાય છે. એ સર્વોત્તમ સ્થિતિ છે. એ સ્થિતિવાળા વિદેહ મુકત કહેવાય છે. એ સાતે ભૂમીકાની વિશેષ સુચના આપણા એક આગ્રહી બન્ધુએ જે ગીતામાં પ્રસિદ્ધ કરી છે, તે અધ્યાય અઢારના શ્લોક વીશની સમજુતીના સારમાં આપેલી છે.

**प्रथक्त्वेन तुयज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥**

જે જ્ઞાનથી જીવોમાં ભીન્ન ભીન્ન ગુણો રહેલા છે, તે ભીન્ન ભીન્નપણે દેખાય, તે જ્ઞાનને રજો ગુણી જાણવું.

**यत्तुकृत्स्नवदेकास्मिन्कार्ये सक्तकमहैतुकम्**
**अ तत्त्वार्थं वदल्पंच तत्तामसमुदाहृतम् ॥२२॥**

પોતાની અલ્પ બુદ્ધિને લીધે કોઇ પણ કાર્ય અથવા વસ્તુને પરીપૂર્ણ માની લે છે, તે તથા જે કારણ વિનાનું ટૂંકું જેનો કાંઇ પણ સાર સમજી શકાય નહિં, એવું જે જ્ઞાન તેને તમોગુણી જાણ.

હવે કર્મ વિષે શ્રી કૃષ્ણ ભગવાન કહે છે, તે સાંભળો.

नियतं संगरहितंम रागद्वेतः कृतम्।
अफलप्रेप्सुना कर्मयत्तत्सात्विक मुच्यते ॥२३॥

જે કર્મ કરવાને આપણે બન્ધાયા છીએ, તે કર્મ અતિશે મમતાં અથવા દ્વેષબુદ્ધિ વગર અને તેના ફળની ઇચ્છા રાખ્યા વિના જો કરીએ, તો તે સાત્વિક કર્મ કહેવાય.

यत्तुकामेप्सुना कर्मसाहंकारेण वा पुनः।
क्रियतेबहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

જે કર્મ કરતી વખત લાભ મેળવવાની ઇચ્છા થાય, અથવા હું કરૂં છું. એમ ધારીને થાય, અને તે કર્મ ઘણી મહેનતથી દુઃખ ભોગવીને પણ થાય, એ સઘળાં રજોગુણી કર્મ કહેવાય છે.

अनुबंधं क्षयं हिंसामन पेक्ष्यच पौरुषम्।
मोहादारभ्यते कर्मयत्त त्तामस मुच्यते ॥२५॥

પરીણામનો વિચાર નહિં કરતાં અને તે કર્મ કરવાથી કોઇને કાંઇ પીડા અથવા દુઃખ થશે, એનો વિચાર કર્યા વિના અને પોતાની શક્તિ તે કાર્ય કરવાની છે કે નહિં, તેનો વિચાર કર્યા વિના જે કર્મ થાય છે, તે તમોગુણી કર્મ કહેવાય છે.

હવે શ્રી કૃષ્ણ ભગવાન કર્ત્તા વિષે શું કહે છે, તે સાંભળો.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साह समन्वितः।
सिद्धयसिद्धयो निर्विकारः कर्त्तासात्विक उच्यते॥२६॥

અહંભાવનો ત્યાગ કરી; સઘળી આશક્તિ (મમતા) છોડી દઇ, ધીરજ રાખી આરમ્ભેલું કામ પાર પડે. અથવા નહિં પડે તેની ચિન્તા રાખ્યા વિના જે મનુષ્ય પોતાનું આવી પડેલું કામ કરે છે તે સાત્વીક કર્ત્તા કહેવાય છે,

यथा स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

જે બુધ્ધિથી જે મન્દ અક્કલ થઇ ગઇ હોય, અને ઉંઘ, આળસ, ભય, ખેદ, અને જેથી પોતાની હઠ, છૂટી શકે નહીં, તે ધૈર્યતા તમોગુણી જાણવી.

હવે શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે ત્રણ પ્રકારના સુખ કહે છે, તે સાંભળો.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥३६॥

હે ? ભરતકુળમાં શ્રેષ્ટ અર્જુન, તું મારાથી ત્રણ પ્રકારનાં સુખ છે, તે સાંભળી લે. અભ્યાસ એટલે રાજયોગથી મનનો નિગ્રહ કરી, મનને, પરમાત્મામાં લીન કરવાનો અભ્યાસ રાખવાથી પરમશાન્તિ થઇ, સર્વોપરી સુખની પ્રાપ્તિ થઇ, દુઃખનો અન્ત આવે છે.

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्म बुद्धि प्रसादजम् ॥३७॥

જે પ્રથમ અતિ ઝેર જેવું કડવું, પણ અન્તે જે અમૃત જેવું થાય, તે સાત્વિક સુખ જાણવું, ભાઇઓ. એજ પ્રમાણે યમરાજાએ નચિકેતને શ્રેય, અને પ્રેય એવા બોધથી સમજાવ્યું છે. તે પાછળ જણાવેલું છે, તે પ્રમાણે વર્તવાથી આપણે વિશેષ શુભ કર્મ કરવાને બળ મળશે.

विषयेंद्रिय संयोगाद्यत्त दग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

ઇન્દ્રિયો પોતપોતાના વિષયો સાથે જોડાઇ જઇ, જે સુખ મળે છે, તે પ્રથમ અમૃત જેવું ગળ્યું લાગે છે, પણ અન્તે તે ઝેર જેવું દુઃખદાઇ થઇ, પડે છે, તેવાં સુખને રજોગુણી સુખ જાણ.

**यदग्रे चानुबंधेच सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्य प्रमादोत्थं तत्ताम समुदाहृतम् ॥३९॥**

ઉંઘ, આળસ, અને પશુ જેવી સ્વતંત્રતાથી પોતાને સુખ જેવું લાગે છે, તે પ્રથમ અને અન્તે જીવાત્માને ભુલવણીમાં નાંખનારૂં તામસ સુખ કહેવાય છે.

**नतदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृति जैर्मुक्तं यदेभिः स्यात्रिभिर्गुणैः ॥४०॥**

પૃથ્વી ઉપર અથવા સ્વર્ગમાં દેવતાઓમાં પણ એવું કોઇ નથી કે, તે આ ઉપર કહેલા ત્રણ ગુણથી મુકત હોય, એટલે આ ત્રણ ગુણથી છૂટો થએલો હોય.

**ब्राह्मण क्षत्रिय विशां शूद्राणांच परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभाव प्रभवैर्गुणैः ॥४१॥**

હે પરંતપ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ સઘળાનાં કર્મ તેઓના મૂળ સ્વભાવથી થએલા જે ગુણો તેમાં વહેંચાયલાં છે. તે સબન્ધે શ્રી ભગવાન ગીતાજીના ચોથા અધ્યાયના ૧૩મા

શ્લોકમાં કહે છે કે **चातुर्वर्ण्यंमया सृष्टं गुणकर्म विभागशः**
**तस्यकर्ता रमपिमां विद्धकर्ता रमव्ययम् ॥ १३॥**

એટલે ચારે વર્ણના ગુણ અને કર્મ પ્રમાણે વિભાગ પાડી એટલે પૂર્વે જે પ્રમાણે જે મનુષ્યે જેવાં કર્મો કર્યાં હોય, તેને યોગ્ય

પોતાનાં કર્માનુસાર સ્વભાવથી ઉત્પન્ન થએલું જે કર્મ, તે દોષ વાળું હોય, તો પણ તે મૂકી દેવું નહિં જેમ ધુમાડાથી વિટંલાયલો અગ્નિ હોય, તેમ સઘળાં કર્મોમાં કાંઇ પણ દોષ તો રહેલો હોય.

**असक्त बुद्धिः सर्वत्र जितात्मा विगत स्पृहः ।**
**नैष्कर्म्य सिद्धिंपरमां सन्यासेनाधिगच्छति ॥४९॥**

જે બુધ્ધિથી કોઇ પણ વસ્તુમાં આસકત નથી, અને જેણે પોતાની ઇન્દ્રિયો વગેરે ઉપર સત્તા મેળવેલી હોય છે, અને જે કશાની અપેક્ષા રાખતો નથી, તે ખરો સન્યાશી છે, એવા સન્યાશ કર્મથી તે છૂટો થઇ, નિષ્કામ સિધ્ધિને પામે છે.

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म यथाप्नोति निबोधमे ।**
**समासे नैव कौंतेय निष्ठा ज्ञानस्य यापरा ॥५०॥**

હે ? કૌંતેય, જ્ઞાનનો જે અતિ ઉત્તમ હેતુ બ્રહ્મ, તેને સિધ્ધિ પામેલો મનુષ્ય કેવી રીતે પ્રાપ્ત કરે છે, તે હું તને ટુંકામાં કહું છું તે સાંભળ.

**बुद्धया विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्यच ।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्यच ॥५१॥**

શુધ્ધ થએલો નિર્મળ બુધ્ધિ વાળો, ધૈર્યતાથી ઇન્દ્રીયોને સ્વાધિન રાખી શબ્દાદિક ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરી, આ શકિતવાળી પ્રીતી અને વેર ભાવ છોડી દે છે.

**विविक्त सेवी लघ्वाशी यत वाक्काय मानसः ।**
**ध्यान योग परो नित्यं वैराग्यं समुपाश्रिताः॥५२॥**

એવો પુરૂષ એકાન્ત સ્થાને જઇ થોડું ભોજન (મીતાહાર)

કરી, મન, વાણી, તથા કર્મ, એ સઘળાંને સ્વાધિન રાખી, ધ્યાન યોગમાં રહી, વૈરાગ્ય દ્રઢ કરવામાં કાળ કહાડે છે.

**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो ब्रह्म भूयाय कल्पते ॥५३॥**

અભિમાન, હું પણું, કામના, ક્રોધ, એ સઘળાંનો ત્યાગ કરી, મમતા, વગરનો થઇ, કેવળ શાન્તિ પામવાથી બ્રહ્મની સ્થિતી પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે.

**ब्रह्म भूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभतेपराम् ॥५४॥**

જે પોતે બ્રહ્મ રૂપ થઇને આત્માનન્દમાં નિમગ્ન રહે છે, કોઇ વાતનો શોક કરતો નથી, તેમજ કશી વસ્તુની ઇચ્છા પણ રાખતો નથી, અને સઘળા જીવ પ્રાણી માત્ર ઉપર સમાન દ્રષ્ટીથી જોય છે, તે મનુષ્ય મારી ઉત્તમ પ્રકારની ભક્તિને પ્રાપ્ત થાય છે.

**भक्त्या माम भिजानाति यावान्य श्चास्मितत्त्वतः ।**
**ततोमां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥**

એવી રીતે સદ્‌ભક્તિથી હું કોણ છું, અને મારૂં તત્વ શું છે ? તેને યથાર્થ રીતે જાણીને તેમાં પોતે પ્રવેશ કરે છે.

**सर्व कर्माण्यपि सदा कुर्वाणो मद्व्य पाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पद मव्ययम् ॥५६॥**

આવો ભક્ત મારો આશરો રાખીને નિરંતર પોતાનાં આવી પડેલાં કર્મો કર્યાં કરે છે. તે છતાં મારી કૃપાથી તે અખંડ અને અવિનાશી પદ પ્રાપ્ત કરે છે.

હે ? શત્રુને ભય પમાડનારા અર્જુન- એવી રીતે પરંપરાથી ચાલતો આવેલો રાજયોગ રાજ ઋષીઓ જાણતા હતા. પણ ઘણો કાળ વીતી જવાથી એ યોગ નાશ પામેલો છે.

**स एवायं मयातेऽद्य योगः प्रोक्तःपुरातनः ।**
**भक्तोऽसिमे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥**

તું મારો ભક્ત અને મિત્ર છે, માટે આ અતિ પ્રાચીન રાજયોગ મેં તને કહ્યો છે. એ ઘણોજ ગુહ્ય છે. અને અતિ મોટો સાર છે.

આ ઉપરથી અર્જુનને જે શંકા થઇ, તે આ પ્રસંગે જણાવવાથી સઘળા ધર્મજિજ્ઞાસુ શ્રોતાજનોનો પણ વહેમ જશે.

અર્જુન પૂછે છે.

**अपरं भवतो जन्म परंजन्म विवस्वतः ।**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥**

વિવસ્વતતો આપની પૂર્વે થઇ ગયો છે. અને આપનો જન્મ તો ત્યાર પછી ઘણાં કાળે થયો, તેથી આપે પ્રથમ વિવસ્વતને તે કહ્યો એ મારે કેવી રીતે સમજવું.

શ્રી ભગવાન કહે છે.

**बहूनि मे व्यतितानि जन्मानितवचार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि नत्वं वेत्थ परंतप ॥५॥**

હે અર્જુન ? મારા અને તારા ઘણા જન્મો થઇ ગયા છે. તેમાં હું મારા સઘળા જન્મો જાણું છું. અને હે શત્રુને તપાવનારા ? તું તારા જન્મોને જાણતો નથી.

**अजोऽपि सन्नव्ययात्मा भूताना मीश्वरोऽपिसन् ।**
**प्रकृतिं स्वामधिष्टाय संभवाम्यात्ममायया ॥६॥**

કદાપી હું જન્મ વિનાનો નાશ નહીં પામું એવો અને સઘળા જીવોનો ઇશ્વર છું જે પ્રકૃતિ તે મારી પોતાનીજ છે. તેના ઉપર સત્તા ચલાવું છું. તો પણ હું મારી પોતાનીજ માયાથી જન્મ ધારણ કરૂં છું.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥७॥**

હે ભારત ? જયારે જ્યારે ધર્મ મંદ પડી જાય છે, અને અધર્મનું બળ વૃદ્ધિને પામે છે, ત્યારે ત્યારે હું પોતે અવતાર લઉં છું. (પ્રગટ થાઉં છું)

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥**

સાધુ એટલે ધર્મ શીળોની રક્ષા માટે, અને દુષ્ટનો નાશ કરી, ધર્મનું સ્થાપન કરવા માટે હું યુગે યુગે પ્રગટ થાઉં છું.

હવે આ ઉપરથી પરમ મીત્રો આપને સુચના આપવાની કે શ્રી કૃષ્ણ ભગવાને રાજયોગના મૂળતત્વનાં અંશનો જે બોધ કરેલો છે તે ઉપર સમ્પૂર્ણ લક્ષ રાખી તે પ્રમાણે આપણે વર્તીશું તો આ જન્મમાંજ અદ્દભૂત શક્તિ મેળવી ઉત્તમ ગતિને પ્રાપ્ત કરી શકીશું તેને માટે શ્રી કૃષ્ણ ભગવાન શ્રી ગીતાજીના ૧૮ મા અધ્યાયના ૬૪મા શ્લોકમાં કહે છે કે—

**सर्व गुह्य तमं भूयः शृणुमे परमंवचः ।**
**इष्टोऽसिमे द्रढ मिति ततो वक्ष्यामिते हितम् ॥६४॥**

હે ? અર્જુન તું મારો ઘણો વહાલો છે, તેથી હું હવે તને અતી ગુહ્યમાં ગુહ્ય સુંદર એક શબ્દ તારા કલ્યાણને માટે કહું છું તે સાંભળ.

નષ્ટ પામેલો છે, પણ હે અર્જુન, તું મારો સખા મિત્ર અને ભક્ત છે, તેથી અને તારા ઉપર મારો અતી પ્રેમ છે, માટે એ યોગ મેં તને કહ્યો, પરંતુ જે મનુષ્ય શ્રદ્ધા વિનાનો, મારો દ્વેષ કરનારો વગેરે દુર્ગુણવાળો હોય, તેને એ યોગ સંભળાવવો નહિં. એ ઉપરથી ભાઈઓ તમને સ્પષ્ટ જણાશે કે, શ્રીકૃષ્ણ કલીયુગના પ્રારંભમાં થયા, તેથી તે સમયના જન સમૂહ રાજયોગનો ઉપદેશ ગ્રહણ કરવાને પાત્ર નહોતા, તે છતાં તેનાં મૂળતત્વો શ્રી ભગવાને પ્રગટ કરવાનો મૂખ્ય હેતુ, આગળ કલીયુગની સત્તાનું બળ વિશેષ થવાથી સઘળા મનુષ્યને સત્ય ધર્મ ઉપર અપ્રિતી થશે, તે સમયે કોઇ સંસ્કારીઓમાં એનાં બીજ નું આરોપણ કરવાથી આગળ સત્યયુગમાં રાજયોગ યથાસ્થિત વૃદ્ધિને પામી શકે, કેમકે બીજ વિના વૃક્ષ થઇ શકે નહિ. માટે એનાં બીજોનું આરોપણ અર્જુન જેવા શ્રદ્ધાળુ સંસ્કારી જનને કહી સંભળાવ્યાં, કે જેનો લાભ બીજા પણ શ્રધ્ધાળુ ભકત જનો લઇ શકે. પરન્તુ પરમપરા જોતાં આપણને જણાય છે કે, શ્રી કૃષ્ણ ભગવાન સ્વધામ પધાર્યા પછી, કલીયુગનું બળ વૃધ્ધિને પામવાથી આર્યોમાં સ્વાર્થની અપરિમીત તૃષ્ણા વૃદ્ધિને પામવાથી પરસ્પર દ્વેષ અને વિરોધની વૃદ્ધિ થવાથી રાજયોગ કેવળ નષ્ટ પામી ગયો.

હાલમાં કલીને પાંચ હજાર વર્ષ પૂર્ણ થયાં. તેથી એ પણ એક સંધીનો કાળ છે, માટે એમાં જો રાજ વિદ્યાનાં સત્ય તત્વો પ્રગટ નહિં થાય તો, પ્રજા આગળ કેવળ ભ્રષ્ટ થઇ જશે. આ શુભ હેતુથી મહા વિષ્ણુની શૂભેચ્છાથી અખન્ડ અવિનાશી ગુપ્ત ગુરૂદેવની પ્રેરણાથી એ રાજ વિદ્યાનાં તત્વો યોગ્ય પાત્ર દ્વારા પ્રગટ થવા માંડયાં છે. હાલમાં કેટલા એક ધર્મ જીજ્ઞાસુઓનું વલણ સનાતન ધર્મનાં લક્ષણોની મર્યાદામાં રહીને રાજ વિદ્યા પ્રાપ્ત કરવા ભણી થએલું આપણને જણાય છે. તેથી તેવા આગ્રહી અને શ્રધ્ધાવાળા ધર્મ જીજ્ઞાસુ

ઓને પૂર્વે જે સમયે કેવળ નિસ્કામ વૃત્તિવાળા ઋષી અને મુનીઓનાં રાજયોગના પ્રત્યક્ષ ઉપદેશથી ચારે વર્ણોના મનુષ્ય પોતપોતાનાં વર્ણાશ્રમ ધર્મની મર્યાદામાં રહી પોતપોતાનું કર્તવ્ય કર્મ કરતા હતા. તે સમયે આર્યોની કેવા પ્રકારની શક્તિ અને સ્થિતી હતી, તેની અલ્પ સૂચના આ પ્રસંગે આપવાથી આગ્રહી શ્રધ્ધાળુ રાજયોગના વિદ્યાર્થીઓને મૂખ્યત્વે કરી, વિશેષ લાભ થશે. માટે તે એકાગ્ર ચિત્તે સાંભળો.

પૂર્વે આદિકાળમાં જ્યારે મનુષ્ય પ્રાણીની પ્રથમ ઉત્પત્તિ કુમાર (માનસપુત્ર)ના અંશથી આપણા મૂળ પીતૃ બર્હિસદ્ અને અગ્નીશ્વાતે કરી, ત્યારે તે મનુષ્યો કોઇ પણ પ્રકારના વિષયની વાસનાથી રહિત હતાઃ અને સદા બાળ કુમાર નૈષ્ટીક બ્રહ્મચર્યવ્રત પાળતા હતા, તે કાળે મનુષ્યો માત્ર પોતાની સ્વેચ્છાથી માનસિક સૃષ્ટી ઉત્પન્ન કરી, મુખ્યત્વે માનસીક કારભાર કરતા હતા. સઘળા પંચ મહાભૂતનાં તત્વો ઉપર તેમની સમ્પૂર્ણ સત્તા હતી. તેથી તે તત્વો પાસે પોતાની ઇચ્છાનુસાર કાર્યો કરાવી શકતા હતા. પછી જેમ જેમ પ્રકૃતિનું આવરણ ઘટ્ટ થતું ગયું, તેમ તેમ તે કાળના મનુષ્યને પોતાના સત્ય સ્વરૂપની કાંઇક વિસ્મૃતિ થતી ગઇ. પણ ધ્યાન અને ધારણાના સમયે પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન થઇ, તેમાં નિમગ્ન રહેતા હતા. તે કાળ પણ વીતી ગયો, પછી આગળ મનુષ્યો જેમ જેમ ઇન્દ્રીયોનાં ભક્ષ, ભોજન, અને પાનાદિક સ્થૂળ પદાર્થોની વૃધ્ધિ થવાથી તેનો ઉપયોગ કરતા ગયા, તેમ તેમ તેમની વૃત્તિ પણ સ્થૂળ ભાવને વિશેષ પામતી ગઇ. એવી રીતે મૂળ ઋષીના સપ્ત કૂળની જ્યારે બીજી જાતીનો મધ્ય કાળ આવ્યો, ત્યારે દક્ષ પ્રજા પતીના સમયથી મૈથુની સૃષ્ટીની ઉત્પત્તિ થવા માંડી. એમ છતાં તે મૂળ ઋષીના વંશના જે તે કાળના બ્રાહ્મણો હતા. તે બ્રહ્મનિષ્ટ અને સર્વ પ્રકારે પવિત્ર હતા. પણ પોતાને પરમાત્માનો અંશ સમજી

રાખતા હતા. એવી રીતે કર્મ યોગ કરવાથી ગૃહસ્થાશ્રમમાં રહેલા તે કાળના મનુષ્યો પોતાના મન ઉપર સત્તા રાખી શકતા હતા. એટલે પોતાના કેવળ સ્વાર્થ અને કપટ છળાદિ નીચી કલ્પના નહિં થવાનેપ્રયત્ન કરી વિકારોની સત્તામાં પોતે ખેંચાઇ જતા નહિં, તેથી તેમની શુભ ઇચ્છા શકિત પણ પ્રબળ રહેતી. તેથી તેઓ પોતાનાં વ્યવ્હારનાં કાર્યો પણ યથાયોગ્ય કરી રાજયોગને માર્ગે જવાને પાત્ર થતા હતા, તેણે કરી સઘળી પ્રજા નીતિવાન થઇ આ લોકનું યોગ્ય સાધન મેળવી મોક્ષના સાધન માર્ગે જવાનું શિક્ષણ લેતા હતા, તેથી સર્વોત્તમ સુખની પ્રાપ્તી સ્વભાવિક રીતે પોતપોતાના કર્માનુસાર થતી હતી. એવી રીતે પૂર્વે આર્યાવ્રતમાં સત્યયુગનો કાળ હતો. શત્રુનું તો નામજ નહોતું. સઘળા મનુષ્યો ભ્રાતૃભાવની વૃત્તિથી એકબીજાને અગત્યને સમયે તન, મન, અને યથાશકિત ધનની સહાયતા કરતા હતા. માટે તે કાળે ધર્મ, અર્થ, કામ અને અંતે મોક્ષ એ ચારેની સમ્પૂર્ણ સ્થિતી કરવાને માર્ગે જવાનું જનસમૂહનું વલણ હતું.

આગળ જેમ જેમ માનસિક જ્ઞાનની ઉન્નતિ થતી ગઇ, અને કળા કૌશલ્યાદિકની વૃદ્ધિ થઇ, તેમ તેમ ભક્ષ, પાન, ભોજન વગેરેના પદાર્થોમાં ષડરસ પ્રાપ્ત કેવી રીતે થાય, તેનું જ્ઞાન પ્રાપ્ત કરી, ઉત્તમ ખેતીવાડી અને વ્યાપાર વગેરે સાધનોથી ધન, ધાન્ય, ફળ, ફળાદિક ઉત્તમ પદાર્થો ઉત્પન્ન કરી, તેનું ભક્ષ કરવાની વૃત્તિ થતી ગઇ, તેણે કરી, જે મનુષ્યોનાં પૂર્વેનાં કર્મો પંચ વિષયની વૃત્તિવાળાં હતાં, તેઓનું લક્ષ પંચ વિષયોનાં ભોગાયતન કરવામાં વિશેષ જવા માંડયું. અને અધો મનની સત્તા ઉર્ધ્વ મન ઉપર થવા માંડી, તેનું પરીણામ આગળ કેવું થતું ગયું, તે વિષે વિવેચન આગળ કરીશુ. **इतिवचनामृतम्**



# वचनाम्रत ७.मुं.

આપણે પાછળ જણાવ્યા પ્રમાણે ચારે વર્ણ અને આશ્રમના મનુષ્યો પોત પોતાનાં પૂર્વેના કર્માનુસાર જે જે કર્મો કરવાનાં આવી પડતાં હતાં. તે તે સઘળાં કર્મો એક નિષ્ઠાથી જનસમુહના સુખને અર્થે કરવાની વૃત્તિ હતી. તેથી અનેક પ્રકારની ઉપયુક્ત વિદ્યા અને કળા કૌશલ્યાદિકની વૃદ્ધિ આર્યાવર્તમાં વિશેષ થતી ગઇ. તેણે કરી આપણે પાછળ જણાવ્યા પ્રમાણે પૃથ્વીમાં ષડરસની વૃદ્ધિ કેવી રીતે થાય કે જેથી ઉત્તમ પ્રકારનાં ધાન્ય, ફળ, ફુલની ઉત્પત્તિ થઇ, તેનો ઉપયોગ કરવાની વૃત્તિ થવામાં, અને ઉત્તમ પુરૂપાર્થ કરવાથી તે ઇચ્છા ફળીભુત થઇ, સ્વાદીષ્ટ ફળો, ધાન્ય, તથા સુગંધીવાન પુષ્પો ઉત્પન થવા માંડયા, એ સઘળું છતાં એ સઘળી લાલચનાં પદાર્થ પ્રાપ્ત થયા છતાં તે સમયના આર્યો નિસ્તેજ થયા ન હોતા. તેથી તેમના જાણવામાં હતું કે, આપણે જે સુખના પદાર્થો ઉત્પન્ન કરીએ છીએ, તેમાં અંતરીક્ષના અધિષ્ટાતા દેવતાની. સહાયતા છે. માટે તેમના આપણે દેવાદાર (કરજદાર) છીએ. તેથી તેમના દેવા બદલ આપણે તેમને તથા જે ભૂમી (જમીન) માંથી આપણને ભક્ષના પદાર્થો પ્રાપ્ત થાય છે. તેમાંનો કાંઇક અંશ પ્રથમ અંતરિક્ષના તત્વ દેવેતા અને તેમના દેવ ગણોને અર્પણ કરી તથા તે તે ભૂમીમાં ખાતર વીગેરે પદાર્થો નાંખી તે ભુમીનું દેણુ પ્રથમ પૂરૂં કરી, તથા ઉપર જણાવેલા દેવતાને નવા ધાન્યમાંથી યજ્ઞ યાગાદિ દ્વારા ભોગ આપ્યા પછી તેનો ઉપયોગ પોતે કરવો. તેમ કરવાથી અંતરિક્ષના તત્વ દેવતાઓ તૃપ્ત થતા હતા. એવું જાણવામાં હતું. અંતરિક્ષ દેવતાને બળીદાન, યજ્ઞમાં અગ્નિદ્વારા અપાતું હતું. કેમકે વેદમાં અગ્નિને દેવતાઓનું

વીગેરે સાથે વિહાર કરી તેના ઉ-તમ સુખ ભોગવવાની વૃન્તિ થઇ.

તેથી આ ભુલોકમાં વર્ણાશ્રમનો ભંગ થવા માંડ્યો, એટલે બ્રાહ્મણોમાંથી પણ જેઓ કામને વશ થઇ ગએલા હતા, તેમની તૃષ્ણા પોતાથી ઉતરતી વર્ણની કન્યા સાથે લગ્ન કરી વિષય ભોગ ભોગવવાની થવા માંડી, તેણે કરી બીજી ત્રણે જાતિની વર્ણોના વિષયી પુરૂષોની વૃન્તિ પોતાથી ઉતરતી જાતીની સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવાની થવા માંડી, અને તેમ વર્તવાથી પ્રજા લોમ, પ્રતિલોમ અને વર્ણશંકર થવા માંડી, પણ શરીર બળ અને અધોમનની શક્તિ અતિ પ્રબળ હોવાને લીધે આવી પોતાની મલિન તૃષ્ણા તૃપ્ત કરવા સારૂ અરણ્યમાં જઇ પોતાની પ્રબળ ઇચ્છાથી દૃઢ કરેલા દેવની ઉપાસના કારણ તપ કરી કરવા માંડી. અને રાજયોગથી ભ્રષ્ટ થઇ વામ તંત્રના યોગની ઉપાસના કરવા માંડી, તેણે કરી અતિ દૃઢ ધ્યાન, ધારણા, વામતંત્રના નિયમ પ્રમાણે કરી દેહની વિસ્મૃતિ કરી પોતાના લિંગ દેહને ઉર્ધ્વલોકમાં જવાની પ્રબળ ઇચ્છા થવાથી તેમનાં સૂક્ષ્મ દેહવડે સ્થૂલનો ત્યાગ કરી અંત્રિક્ષમાં ગમન કરવાની શક્તિ પણ મેળવતા ગયા. અને ત્યાં પોતાની પ્રબળ ઇચ્છા પ્રમાણે માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરી મનોરાજ્યથી પંચ વિષયોના ભોગ ભોગવવા લાગ્યા. એટલુંજ નહિં પણ અંત્રિક્ષના ગાંધર્વ, કિન્નર, અને બીજા દેવતાઓ પર સ-તા મેળવવા માંડી, તેથી તે તત્વ દેવતા પણ ક્રોધાયમાન થઇ, સુર, અને અસુરનું યુદ્ધ થવા માંડયું. તેનું પરિણામ એ થયું જે, પૃથ્વી ઉપર પણ તેનીમાઠી અસર થઇ, ઋતુભેદ થવા માંડયો, અલ્પવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અગ્નિકોપ, વ્યાધિ વિગેરે અનેક પીડાથી પૃથ્વીના સર્વ પ્રાણીઓ દુઃખ પામવા લાગ્યાં. અને અસુરો તરફથી કોઇ ધર્મ પરાયણ બ્રાહ્મણાદિક રહેલા હતા તેને પણ અતિ કષ્ટ થવા માંડયું. છતાં તેઓને ગુપ્ત વિદ્યાનાં બળથી, તેનું નિવારણ કરવાની શક્તિ હતી, તો પણ તેનો ઉપયોગ પોતાનાં રક્ષણ સારૂ

સુખ કહ્યું છે.

એવી રીતે કેટલાએક સમય સુધી નિર્વિઘ્નપણે ક્રમ ચાલ્યા કર્યો, પણ આગળ જેમ જેમ રસ ઇન્દ્રિયોને સ્વાદિષ્ટ લાગે, એવા ભક્ષ, ભોજ્ય, લેહ, ચોસ્ય, એ ચાર પ્રકારના પદાર્થ એટલે પહેલો કરડીને ખાવાના, બીજા દાંતથી ચાવીને ખાવાના, ત્રીજા રસવાળા, અને ચોથા ચાટીને ખાવાના ભીન્ન ભીન્ન જાતના પદાર્થોનો અધીક ઉપયોગ કરતા ગયા, તેમ તેમ રસ ઇન્દ્રિય બળવાન અધિક થતી ગઇ. તેમ થવાથી સ્પર્શ, રૂપ, અને ગંધાદિક ઇન્દ્રિયો પણ બળવાન થઇ, પંચ વિષયના ભોગ ભોગવવાની તૃષ્ણા વૃદ્ધિને પામતી ગઇ. તો પણ તેમાં જે બ્રાહ્મણાદિક પૂર્વેનાં શુભ કર્મોવાળા અને જે પોતાનો વિશેષ કાળ ઇશ્વર ઉપાસના, ધ્યાન, ધારણા અને સમાધિના કાર્યોમાં તથા જનસમૂહના કલ્યાણના કાર્યોમાં કાઢતા હતા. તેમણે તો પોતાની પવિત્રતા સાચવી રાખી હતી, અને તેઓ પોતાના અધો મન ઉપર સત્તા પણ રાખી શકતા હતા. પરન્તુ ચારે વર્ણોમાંથી જેનાં પૂર્વેના અશુભ કર્મોને લીધે મલીન વાસનાથી નિરન્તર સ્વાર્થનીજ કલ્પનાઓ ઉઠયા કરતી હતી, અને જે પોતાનો કાળક્ષેપ સ્થૂળ દેહના કાર્યમાં વિશેષ કાઢતા હતા એટલે સ્વાદિષ્ટ ભક્ષપાન કરી, માત્ર ઇન્દ્રિયોને તૃપ્ત કરવી, એજ પોતાનું કર્તવ્ય સમજતા હતા. તેઓ પોતાના અધોમન ઉપર સત્તા રાખી શકયા નહિં, તેથી ઉર્ધ્વમન ઉપર ધીમે ધીમે આવરણ આવી તે મન્દ પડતું ગયું, તેથી આગળ કેટલેક કાળે તેવા મનુષ્યોની વૃત્તિ ઉત્તરોત્તર વિશેષ સ્વાર્થની થવા માંડી. તેથી પંચ વિષયના ભોગની તૃષ્ણા પણ વૃદ્ધિને પામતી ગઇ, તેણે કરી મૂળ સનાતન ધર્મ અને અધર્મના લક્ષણો ઉપરથી લક્ષ જવા માંડયું, અને તેથી શાસ્ત્રની મર્યાદાનું પણ ઉલંઘન કરવા માંડયું, અને યજ્ઞ યાગાદિક કર્મો કરવામાં સ્વર્ગની પ્રાપ્તીની ઇચ્છા થઈ, ત્યાંના દિવ્ય અમૃત ભક્ષ, પાન અને દેવાંગના

વીગેરે સાથે વિહાર કરી તેના ઉ-તમ સુખ ભોગવવાની વૃત્તિ થઇ.

તેથી આ ભૂલોકમાં વર્ણાશ્રમનો ભંગ થવા માંડ્યો, એટલે બ્રાહ્મણોમાંથી પણ જેઓ કામને વશ થઇ ગએલા હતા, તેમની તૃષ્ણા પોતાથી ઉતરતી વર્ણની કન્યા સાથે લગ્ન કરી વિષય ભોગ ભોગવવાની થવા માંડી, તેણે કરી બીજી ત્રણે જાતિની વર્ણોના વિષયી પુરૂષોની વૃત્તિ પોતાથી ઉતરતી જાતીની સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવાની થવા માંડી, અને તેમ વર્તવાથી પ્રજા લોમ, પ્રતિલોમ અને વર્ણશંકર થવા માંડી, પણ શરીર બળ અને અધોમનની શક્તિ અતિ પ્રબળ હોવાને લીધે આવી પોતાની મલિન તૃષ્ણા તૃપ્ત કરવા સારૂ અરણ્યમાં જઇ પોતાની પ્રબળ ઇચ્છાથી દઢ કરેલા દેવની ઉપાસના દારૂણ તપ કરી કરવા માંડી. અને રાજયોગથી ભ્રષ્ટ થઇ વામ તંત્રના યોગની ઉપાસના કરવા માંડી, તેણે કરી અતિ દઢ ધ્યાન, ધારણા, વામતંત્રના નિયમ પ્રમાણે કરી દેહની વિસ્મૃતિ કરી પોતાના લિંગ દેહને ઉર્ધ્વલોકમાં જવાની પ્રબળ ઇચ્છા થવાથી તેમનાં સૂક્ષ્મ દેહવડે સ્થૂલનો ત્યાગ કરી અંત્રિક્ષમાં ગમન કરવાની શક્તિ પણ મેળવતા ગયા. અને ત્યાં પોતાની પ્રબળ ઇચ્છા પ્રમાણે માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરી મનોરાજ્યથી પંચ વિષયોના ભોગ ભોગવવા લાગ્યા. એટલુંજ નહિં પણ અંત્રિક્ષના ગાંધર્વ, કિન્નર, અને બીજા દેવતાઓ પર સત્તા મેળવવા માંડી, તેથી તે તત્વ દેવતા પણ ક્રોધાયમાન થઇ, સુર, અને અસુરનું યુદ્ધ થવા માંડ્યું. તેનું પરિણામ એ થયું જે, પૃથ્વી ઉપર પણ તેનીમાઠી અસર થઇ, ઋતુભેદ થવા માંડ્યો, અલ્પવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અગ્નિકોપ, વ્યાધિ વિગેરે અનેક પીડાથી પૃથ્વીના સર્વ પ્રાણીઓ દુઃખ પામવા લાગ્યાં. અને અસુરો તરફથી કોઇ ધર્મ પરાયણ બ્રાહ્મણાદિક રહેલા હતા તેને પણ અતિ કષ્ટ થવા માંડ્યું. છતાં તેઓને ગુપ્ત વિદ્યાનાં બળથી, તેનું નિવારણ કરવાની શકિત હતી, તો પણ તેનો ઉપયોગ પોતાનાં રક્ષણ સારૂ

નહીં કરતાં, અસુરો તરફથી આવતાં સઘળાં કષ્ટને ધૈર્યથી સહન કરતા હતા. તેથી અસુરોએ ભૂલોકનાં મનુષ્યો ઉપર નજર નહીં રાખતાં, અન્તિક્ષનાં દેવલોકનાં ઉત્તમ સુખ ભોગવવા સારૂ દેવતાના રાજા ઈંદ્ર વીગેરે સાથે યુદ્ધ કરી ઇંદ્રાસન પ્રાપ્ત કરવાની અસુરોને ઇચ્છા થવા માંડી. અને ઘણે પ્રસંગે દેવતાઓનો પરાજય કરી, પોતાની પ્રબળ ઇચ્છા પ્રમાણે, ત્યાંના સુખ ભોગવવા લાગ્યા, એવી કેટલીએક કથાઓ આપણા સાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. એ સઘળી કથાઓ, આજ લગી સાંપ્રત કેળવણીને લીધે ખોટી અને કલ્પિત મનાતી હતી. તેમાં આપણા આર્યભાઇઓ પણ હતા. અને હજી કેટલાએક છે પણ ખરા. પણ જેઓ ઉંચી કેળવણીને પામી, જેણે તત્વ વિદ્યાનું જ્ઞાન મેળવી સત્ય શોધન કરેલું છે, તેમના તો જાણવામાં આવ્યું છે કે, મનની અગાધ શકિતની ઉન્નતિ કરવાથી અતિ અદભૂત શકિત પણ પ્રાપ્ત થઇ શકે છે. મનની દ્રઢ કલ્પનાથી સૂક્ષ્મ સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે સ્થૂલભાવને પણ કરી શકાય છે. તેમજ અંત્રિક્ષમાં મરણ પામેલા પ્રાણિઓ પણ સૂક્ષ્મ દેહ ધારણ કરી પોતાની વાસનાનાં ભોગ, તે લોકમાં ભોગવે છે, તેમજ સ્થુલ દેહ ધારી ધ્યાનનિષ્ટ યોગીઓ તથા દિક્ષા પામેલા ઉપાસકો, સૂક્ષ્મ લોકમાં જઇ, ત્યાંનો અનુભવ લઇ, પાછા સ્થુલ દેહમાં આવી શકે છે. ઇત્યાદિ કેટલીએક પૂર્વે અસંભવિત જણાયલી વાતો હાલમાં આગ્રહપૂર્વક અનુભવ કરવાથી, સત્ય સિદ્ધ થઇ ચુકી છે. તેથી ઉપર જણાવેલા સુર, અને અસુરનાં યુદ્ધ વિષે, સત્ય શોધકોને શંકા રહેશે નહીં.

ઉપર કહેલા દેવલોકમાં વિષય ભોગ કેમ હોય? ત્યાં તો માત્ર ઇશ્વર ભકિતનો અતિ ઉત્તમ આનંદ શાસ્ત્રમાં વર્ણવેલો છે, તો એ વિષે એમ સમજવું કે, ઉપર જે દેવલોક કહ્યા, તે તો યમલોક, અથવા કામલોક, જ્યાં ગાંધર્વ, કિન્નરો, વીગેરે ક્ષુદ્ર દેવતાઓ રહે છે, અને આ ભૂલોકમાંથી તૃષ્ણાવાળા મનુષ્યો પણ ત્યાં જઇ, વિષયના ઉત્તમભોગ સૂક્ષ્મ દેહથી ભોગવે છે. તેથી

તેવા લોકનું એ દેવલોક તથા સ્વર્ગ સમજી લેવાનું છે. સત્ય સ્વર્ગલોકમાં તો, પંચ વિષયની તૃષ્ણાનો ક્ષય થયા પછીજ જવાય છે. અને ત્યાં કોઇ પણ પ્રકારની વિષય વાસના હોતીજ નથી. પણ આ ભૂલોકમાં જે પરમાર્થ દ્રષ્ટિવાળા, અને શુભ કર્મવાળા મનુષ્યો હોય છે, તે મૃત્યુ પામ્યા પછી, તેનાં શુભ કર્મની દ્રઢતા તે સત્ય લોકમાં થઇ, ત્યાં પરમાનંદ થઇ શાંન્તિ વરતે છે. માટે પ્રિય બંધુઓ ? જ્યાં સ્વર્ગ અને દેવલોકમાં કાંઇ પણ પૃથ્વિનાં પંચ વિષયની વાર્તા આવે, ત્યાં તે કામલોક સમજવું. જેને હાલના પ્રાશ્ચાત દેશના પ્રાણવિનિમયવાળા, અને પ્રેતાવાહનમાળા સુખ ભોગવવાની જગ્યા (સમરલેન્ડ) કહે છે, અને તેઓ એવું માને છે કે, મનુષ્ય મરણ પામ્યા પછી, તે લોકમાં જાય છે. અને ત્યાં ઉત્તમ વિષય સુખ ભોગવે છે. એટલુંજ નહીં પણ તે મરણ પામેલા પ્રાણીઓ, આ ભૂલોકના તેના સગા સંબંધીઓ, અને મિત્રો સાથે કેટલોએક સંબંધ રાખી શકે છે, એવું પ્રેતા વાહનવાળા લોકો માને છે. આ ઉપરથી આપણા આર્યાવર્ત્તના અલ્પ કેળવણી પામેલા લોકોને, નિશ્ચય થશે કે, મુવા પછી કાંઇ પણ બીજો દેહ છે, તેમજ કર્મ અને પુનર્જન્મ વિષે પણ, તેઓ નિષ્પક્ષપાત રીતે પરિક્ષા કરી, હાલના એવા વિષયો ઉપર પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો વાંચી, તેના અનુભવ કરેલાં મનુષ્યોનો સમાગમ કરશે તો, તેમનો સઘળો શંશય દુર થઇ, તેમને આપણા પુર્વેના સર્વોપરી સનાતન ધર્મના માર્ગે જવાની વૃત્તિ થશે. इतिवचनामृतम्.

---

## वचनामृत ८मुं.

---

પરમપ્રીય ભાઇઓ—આપણે પૂર્વે જણાવેલું કે, ગુપ્ત

સહાયકો બીજા લોકમાંથી આપણા લોકમાં આવી, આપણુ મનુષ્ય જાતિને મન આપી તે દ્વારા શુભ વિચાર કરવાની સ્વતંત્રા આપી, તેથી આગળ વેદ, ઉપનિષદ, મંત્ર શાસ્ત્ર, રાજયોગ ઇત્યાદિ જ્ઞાનની તે કાળના યોગ્ય ગુરૂદ્વારા સંસ્કારી મનુષ્યોને પ્રાપ્તી થતી ગઇ. તેથી સપ્ત કુળના મનુષ્યની ચોથી જાતનાં પ્રથમ કાળમાં તો ઘણાં મનુષ્યો આત્મનિષ્ટાને લીધે પરસ્પર સમભાવથી એક બીજાના હિતને અર્થે સત શાસ્ત્રનો તથા રાજવિદ્યાનો અભ્યાસ કરી એક બીજાને શુભ સંસ્કાર કરતા હતા. પરંતુ આગળ જેમ જેમ માનસીક જ્ઞાનની પણ ઉન્નતી થતી ગઇ, તેમ તેમ આપણે પાછળ જણાવ્યા પ્રમાણે જનસમૂહને ભક્ષ ભોજનાદિ સ્વાદિષ્ટ નવનવા પદાર્થો ઉત્પન્ન કરી, તેનાં ભોજન પાન કરવા ઉપર પ્રીતિ થવા માંડી. તેથી જે મનુષ્યો પુર્વેનાં કલ્પાન્તનાં અતિ અશુભ મલીન કર્મવાળા જીવો જન્મ પામ્યા હતા, તેઓ ઇંદ્રિ ઉ-તેજક ભક્ષપાન અત્યાનંદથી કરવા લાગ્યા. તેણે કરી તેની પંચ વિષયની તૃષ્ણા વિશેષ બળવાન થતી ગઇ. તેથી તેમનુ લક્ષ મંત્ર અને તંત્ર શાસ્ત્રો ઉપર વિશેષ લાગવા માંડયું. પ્રીય ભાઇઓ એટલું લક્ષમાં રાખવુ કે, મંત્ર અને તંત્રશાસ્ત્ર એ બે ધારવાળું ખડગ્ (તલવાર) છે. એટલે મંત્ર અને તંત્રશાસ્ત્રના વામ અને દક્ષિણ એવા બે પ્રકારના ભેદ છે. તેમાં વામ એટલે કેવળ પોતાના સ્વાર્થનેજ અર્થે મંત્રને યોગ, ઐહિક સુખ પ્રાપ્ત કરવા તથા અદભુત શકિત મેળવવામાં કરવાથી તે મળી શકે છે. અને દક્ષિણ એટલે કેવળ પરોપકાર માટે જનસમૂહનાં સુખ અને કલ્યાણનેજ અર્થે શુભ કર્મો કરી અદભૂત ઇશ્વરી શકિત પ્રાપ્ત કરી, એકાગ્રતાથી મંત્રદ્વારા ઇશ્વરમાં લય થવાય છે. એ અખંડ સત્ય નિયમ પ્રમાણે તે સમયનાં જે શુભ કર્મવાળા જીવો હતા, તેઓને ગમે તેવા ખાનપાનાદિક પ્રાપ્ત થતાં, પણ તે છતાં તે ઉપર લક્ષ નહિં રાખતાં તે

નું ભક્ષ પાન કરી, પોતાનું સમ્પૂર્ણ લક્ષ નિશ્ચયાત્મક બુદ્ધિ જ્ઞાનની દ્રઢતા કરવા તરફ લગાડતા હતા, તેથી રાજયોગથી ચલાયમાન થયા નહિં, પરન્તુ જે પૂર્વેના અશુભ કર્મીઓ જેમ જેમ અતિ નિંદીત અશુભ ભક્ષપાન કરવા લાગ્યા, તેમ તેમ તેના પૂર્વેના મૂળ અશુભ કર્મોથી સ્ફુર્ણા વારંવાર થવા માડી, તેથી અધોમન સ્વતંત્ર રીતે કેવળ સ્વાર્થની કલ્પના કરી અજ્ઞાનને લીધે ઐહિકસત્તા અને સ્થુળ સ્વર્ગાદિ સુધીનાં નાશવંત સુખની પ્રાપ્તીને અર્થે મંત્ર અને તંત્રનો યોગ પોતાનો સ્વાર્થ સાધવાનાં કાર્યોમાંજ કરવા માંડ્યો. તેથી આ લોકનાં સ્થુળ ઇન્દ્રિયોનાં સુખ ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થયા છતા અંતરિક્ષના મનો કલ્પીત સુખ ભોગવવાની ઇચ્છા થવા માંડી, અને તેને માટે અરણ્યમાં જઇ, અનેક પ્રકારનાં કષ્ટ સહન કરી, તથા પોતાના મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરી, અતિ દારૂણ તપ કરતા હતા. અને પોતાના મન કલ્પીત શીવ, વિષ્ણુ, આદિક દેવતાની ઉપાસના દ્રઢ આગ્રહથી કરી, તેમનો સાક્ષાત્કાર કરી, સેવાથી તેમને અદભૂત શક્તિ મળતી હતી, એ અદભૂત શક્તિથી મનો કલ્પીત અસુરો ઉત્પન્ન કરી અંતરિક્ષના દેવો સાથે યુદ્ધ કરી તેમના ઉપર જય મેળવી મનોરાજ્યનું સુખ ભોગવવા લાગ્યા. તેની કથા વિસ્તારથી પુરાણાદિકમાં વર્ણવેલી છે. તેમજ યોગવાશીષ્ટમાં પણ તેના દ્રષ્ટાંતો છે. તેમાંથી થોડાં આ પ્રસંગે જણાવ્યાથી વીવેકી અને શુભ સંસ્કારવાળા ધર્મ જીજ્ઞાસુઓને મંત્ર અને તંત્ર વિદ્યાની અતિ અદભૂત શક્તિનો કાંઇક આભાસ થશે.

યોગ. વાસીષ્ટના સ્થીતિ પ્રકરણના ૨૫થી૩૦ સર્ગ સુધીમાં શંબરાસુરનું આખ્યાન છે. તેમાં એ અદભૂત શક્તિવાળો દૈત્ય પોતાની સિદ્ધ કરેલી તંત્ર શક્તિથી પ્રથમ દામ, વ્યાલ, અને કટ એ ત્રણ નામના મુખ્ય મહાપરાક્રમી અસુર ઉત્પન્ન કર્યા તેની સાથે બીજા અનેક ભૂત ગણો ઉત્પન્ન કરી, તેમાં પ્રાણ

શક્તિ પોતે મૂકી, અંતરીક્ષના શુભ દેવગણો સાથે યુદ્ધ કરી તેમના ઉપર જય મેળવ્યાથી તેમને ઘણે પ્રસંગે થોડો સમય ગુપ્તપણે પહાડોમાં અને ગુફાઓમાં રહેવું પડતું હતું. વળી એ શંબરાસુર વિષે એવું કહેવાયું છે, કે તેણે ઇન્દ્રજાળથી મનોરંજક સ્વર્ગ જેવું નગર ઉત્પન્ન કરી, તેમાં નવા સૂર્ય, ચંદ્ર, પણ ઉત્પન્ન કરી, મનોરંજક સુંદર સ્ત્રી તથા ખાન પાનાદિક વિલાસ ભોગના ભીન્ન ભીન્ન પદાર્થો ઉત્પન્ન કર્યા, જેવા કે બાગ, બગીચા, નદી, સરોવર, સુંદર ફળ, સુગંધી સુગંધીમાન પુષ્પો, અને શીતળ છાયાંવાળા વૃક્ષોની રચના કરી, અને ત્યાં પોતે કેટલાએક સમય સુધી નિર્વિઘ્નપણે સુખ ભોગવવા લાગ્યો. ઈંદ્રિ, વરૂણાદિક, તાત્વીક દેવતાઓને નાશી જવું પડયું, તેથી પૃથ્વી ઉપરનાં પ્રાણીઓને પણ ઘણું કષ્ટ ભોગવવાનો સમય આવ્યો એવી રીતે મનુષ્યના અંતરીક્ષના રક્ષક તાત્વીક દેવતાઓને તે દાનવોએ અતી ઘણું કષ્ટ આપ્યું, એવી રીતે કરવાથી અંતે ઉપર કહેલા દામ, વ્યાલ, અને કટ, એ ત્રણે અસુરોને પોતાના અશુભ કર્મને લીધે યમરાજાના શ્રાપથી ઘણા કાળ સુધી અઘોર નર્કની પ્રાપ્તી થઇ, કીડા, પશુ, પક્ષિ આદિક, જન્મો પ્રાપ્ત થઇ, અતી ભારી કષ્ટ સહન કરવું પડયું. એમ થવાથી શંબરાસુરની જે અતી સબળ ઇચ્છાશક્તિ હતી, તે નિર્બળ થઇ, તેને ભય ઉત્પન્ન થયો. તેણે કરી એની શક્તિ ક્ષીણ થઇ. તેનો નાશ પ્રબળ મહાન્ નારાયણ ઋષીએ દેવગણોદ્વારા કર્યો. તો પણ બીજા અનેક નવા અસુર અને દૈત્યો ઉત્પન્ન થઇ, ઘણા કાળ સુધી પૃથ્વી અને અંતરીક્ષમાં સર્વોપરી સત્તા તે દૈત્ય અને દાનવોએ ભોગવવા માંડી તેથી અંતે શેષશાઇ નારાયણ અને રૂદ્ર દેવતાઓ કોપાયમાન થઇ, તે ચોથી જાતીનો જલ પ્રલય થઇ, સંહાર કરવા સારૂ અતીવૃષ્ટિ કરી, સઘળી પૃથ્વી જળમય કરી નાંખી, તેથી અસુરો ઉંચા પહાડો ઉપર રહેલા છતાં તેમને અતી ભય લાગવાથી ઘણાનો જળ પ્રલયથી નાશ થયો. પણ તેમાંથી

કાંઇક થોડા જેમની ઇચ્છા શક્તિની પ્રબળતા કાંઇક રહી હતી, તે તંત્રયોગ બળથી અંતરીક્ષમાં કેટલાએક સમય સુધી રહ્યા, અને જળનું પુર (રેલ) સમી ગયા પછી પૃથ્વી ઉપર કોઇ કોઇ ઠેકાણે રહયા.

ઉપર જણાવેલી ચોથી જાતીની સત્યતા હાલના પ્રાશ્ચાત દેશના સત્ય સોધકો માન્ય કરે છે. તેઓએ ચોથી જાતને "એટલેંટીઅન રેસ" એટલે હાલ જ્યાં આટલાંટીક મહાસાગરછે તે ઠેકાણે પુર્વે જમીન હતી, ત્યાંજ એ અસુર લોકો વસતા હતા. તેઓ કળા, કૌશલ્ય, તથા તત્વાદિક વિદ્યામાં પણ કુશળ હતા, તેઓ હાલના કરતાં ઘણા મોટા રાક્ષસી કદના સ્ત્રી, પુરૂષો હતા, એવું હાલના પ્રાશ્ચાત વિદ્વાનો કહે છે, વળી ભૂસ્તર વિધાના શોધવાળા એ વિષે એવું કહે છે કે, કેટલેક ઠેકાણે જમીન ઘણી ઉંડી ખોદવાથી મનુષ્યના પગના નળા, આસરે ચાર, પાંચ ફુટ લાંબા નીકળ્યા છે, એ ઉપરથી તે વિદ્યાના વિદ્વાનો અનુમાન કરે છે કે, તે કાળના મનુષ્ય હાલના કરતાં ઘણા મોટા રાક્ષસી કદનાં હોવાં જોઇએ. વળી હીબ્રૂ અને વિશ્વાસી ધર્મ પુસ્તક ઉપરથી જણાય છે કે, પૂર્વે દુષ્ટ સેતાન લોક હતા. અને તેઓ ધર્મી લોકોને ઘણા હેરાન કરતા હતા તેની સહાયતા વારંવાર ઇશ્વરને કરવી પડતી હતી. પણ તે ઘણા બળવાન હતા, તેથી તેમનો ભય ઇશ્વરને પણ ઘણે પ્રસંગે લાગતો હતો. તેથી તેવા દુષ્ટ લોકોનો સંહાર મોટી રેલ આણી કર્યો. એવી કેટલીક વાતો તેમના ધર્મ પુસ્તકોમાં છે. એવી સઘળી વાતો હાલનાં જેમ સ્થુળ જેવી સમજે છે, તેવી નથી. પણ જે પ્રમાણે બીજાં ધર્મ શાસ્ત્રોમાં અંદરના ગુહ્યાર્થ જૂદા હોય છે, તેવા એ પુસ્તકમાં પણ છે. એવું ધીમે ધીમે ધાર્મીક સત્ય શોધકોના જાણવામાં આવતું જાય છે. ઉપલાં ધર્મ પુસ્તકમાંથી સત્યસાર એટલો જાણવો કે એ "એટલેન્ટીયન" જાતી તે આપણે ઉપર જણાવ્યા પ્રમાણે ઋષીનાં સાત કુળની ચોથી જાત સમજવી,

તેમાં જે અસુર અને દૈત્ય કહ્યા છે, તે કેવળ અધર્મી તાંત્રીક મંતશાસ્ત્રવાળા, સ્વાર્થી મનુષ્યો સમજવા. તેમના અતિ અશુભ મલીન કર્મને લીધે તેમનો અંતે જળ પ્રલયથી નાશ થયો. એમ સમજવું. એ પ્રમાણે પ્રલયથી નાશ થયા પછી સર્ય મંડળના બીજા ઉર્ધ્વ લોકમાંથી માનસપુત્રો પ્રગટ થઇ, શુભ સંસ્કારવાળી પ્રજા ઉત્પન્ન કરી તે પ્રજાને વર્તવા સારૂ પૂર્વેના અખન્ડ નીયમ પ્રમાણે ગુણ અને કર્મ પ્રમાણે વર્ણાશ્રમની વ્યવસ્થા કરી, બીજા સુખકારી નીયમોની રચના શાસ્ત્રદ્વારા કરી. તેમજ પરમ પવિત્ર ઋષીનાં વંશનાં વિદ્વાન અને જ્ઞાની બ્રાહ્મણોએ ગુપ્ત વિદ્યાનો સંસ્કાર મનુષ્યના ગુણ અને કર્મ પ્રમાણે કરી, તેમને ધર્મની દિક્ષા આપી, એક અવિનાશી શબ્દ બ્રહ્મની ઉપાસના કરવાનો ઉપદેશ સઘળા મનુષ્યોને વર્ણાશ્રમના ધર્મોની મર્યાદામાં રહીને કરતા હતા. તેવીજ રીતે ક્ષત્રીના વંશના રાજા અને વૈશ્યાદિકોને પણ વારંવાર તે ઋષી મહાત્માઓ પ્રસંગે પ્રસંગે શુભોપદેશ આપી, તેમને આલોક અને પરલોકમાં કલ્યાણ થવાનાં સાધનોનો ઉપદેશ પણ કરતા હતા. તેથી પાંચમી જાતની તે કાળની આર્ય પ્રજા ધન, ધાન્ય, પુત્ર, પૌત્રાદિક સંપત્તિથી સુખી રહી આ લોકનાં ઉત્તમ પ્રકારનાં સુખ તૃષ્ણા રહિત ભોગવી પરલોકનાં સાધન પણ નિર્વિઘ્નપણે કરી શકતા હતા. **इति वचनामृतम् ।**

---

# वचनामृत ९ मुं.

---

પ્રીય બન્ધુઓ--એટલું નિરંતર લક્ષમાં રાખવું કે, જ્યાં સુધી

સર્વ કાળમાં સર્વ પ્રકારનાં નિરંતર શુભ કર્મ થતાં નથી, ત્યાં સુધી એક સરખી ઉત્તમ સ્થીતિ કોઇ પણ કાળમાં રહી શકિત નથી. જન્માંન્તરોમાં તેમજ આ જન્મમાં શુભ વા અશુભ કર્મો જન સમૂહથી જેવાં થાય છે. તેવી તેમની સ્થિતી પણ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ, એ ત્રણ પ્રકારની થયા કરે છે. એવું કાળ ચક્ર અખન્ડ ફર્યાંજ કરે છે. તે પ્રમાણે આપણી આર્ય પ્રજાની પણ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એ ત્રણ પ્રકારની સ્થિતી પોતાના કર્માનુસાર થયા કરે છે. પ્રથમ આપણી આર્ય જાતિમાં જ્યાં સુધી પ્રત્યક્ષ મહાન પુરૂષો અને મહાત્મા સ્થુળ રીતે રહેતા હતા, ત્યાં સુધી તો એ આર્યાવ્રિતની સ્થિતી ઉંચા પ્રકારની થતી ગઇ. પણ આગળ તે મહાત્માઓ મનુષ્યને સ્વપુરૂષાર્થ કરાવવાના શુભ હેતુથી સંપુર્ણ વિદ્યાના સત્ય નિયમોની વ્યવસ્થા શાસ્ત્રદ્વારા કર્યા પછી પોતે અદ્રષ્ય ગુપ્ત સ્થાનમાં નિવાસ કરવા લાગ્યા. ભાઇઓ આ ઉપરથી કેટલાએકને એવો શંસય ઉત્પન્ન થશે કે, અતી દયાવાળા પરદુઃખભંજન મહાત્માઓએ લોકોની દરકાર કેમ નહિં કરી ? તેને માટે અલ્પ સુચના એ છે કે આપણે વ્યવ્હારમાં સત્ય નિયમ એવો જોઇએ છીએ કે, આપણા વડીલો પોતાના પુત્રને સ્વપુરૂષાર્થ કરાવવા સારૂ તેમને એકલા રાખી સઘળાં કાર્યો તેમની મેળે સ્વતંત્રતાથી કરવા દે છે. તેથીજ તેની પ્રજા પોતાના માનસીક અને બુદ્ધિ જ્ઞાનથી ઉન્નતિ કરી લઇ સઘળી વાતે બળવાન થાય છે. પરન્તુ જે શ્રીમંત અથવા રાજાનો કુંવર લાડમાં ઉછરી તેનો સઘળો કારભાર બીજા કરે, અને પોતે પંચ વિષયના ખાનપાનમાં લુબ્ધ થઇ, મોજ મજા કરે, તો તે અન્તે મૂર્ખ થઇ વિનાશ પામે. એવાંજ શુભ કારણ માટે દયાળુ મહાત્માઓએ સત્ય નિયમ બાંધી આપી આર્ય પ્રજાને સ્વતંત્ર રીતે પોતાની ઉન્નતિ થવાના શુભ હેતુથી પોતે ગુપ્ત સ્થાનમાં રહી, પોતાની ગુપ્ત શુભ પ્રેરણા વારંવાર આપી. ધાર્મિક પુરૂષોની રક્ષા કરવા લાગ્યા.

આગળ કેટલોએક કાળ વીતી ગયા પછી ભક્ષ, પાન, ફળ, ફળાદિ, તથા બીજી વિષય ભોગની અનેક વસ્તુઓ, ઉત્તમ વિદ્યા અને જ્ઞાનના યોગે ઉત્પન્ન કરી, તેનો ઉપયોગ જેમ જેમ વિશેષ કરતા ગયા, તેમ તેમ આપણે પાછળ જણાવ્યા પ્રમાણે પાંચમી આર્ય જાતના ચારે વર્ણના મનુષ્યોનું લક્ષ અધ્યાત્મ વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત કરવામાં ન્યુન થવા માંડયું. તેમાં પુર્વે રાજ પુત્રોને વિદ્યાભ્યાસ સારૂ અરણ્યમાં રાજર્ષિઓના આશ્રમમાં રાખવાની પદ્ધત્તિ બન્ધ પડવા માંડી, કેમકે તેમના માત, પિતાનો પ્રેમ તેમનાં પુત્રોના સ્થૂળ દેહ તરફ વિશેષ થવાને લીધે તેઓ પોતાના પુત્રોને દુઃખ પડે માટે ઋષીના આશ્રમમાં મોકલવાને બન્ધ કરવા લાગ્યા. એવી રીતે વૈસ્ય, અને શુદ્ર વર્ણનાં મનુષ્યો પણ સંસારનાં સુખમાં લુબ્ધ થઇ, ઋષી મુનીના ઉપદેશની અગત્ય રાખતા નહિં, એવી રીતે આગળ કેટલોએક કાળ ગયા પછી ઋષી મુનીના વંશના વિદ્વાન બ્રાહ્મણોને ધર્મ આસ્થાવાળા ક્ષત્રીઓ અત્યાગ્રહથી પોતાની રાજ્યધાનીમાં રાખવા લાગ્યા. અને તેમની સેવા કરી. પોતે તેમની પાસે શિક્ષણ લેતા હતા. એવી રીતે કેટલાક કાળ સુધી ચાલવા માંડયું, તેથી આગળ સ્વભાવિક રીતે રાજ્યધાની માં રહેલા બ્રાહ્મણોને અતિ સન્માન મળવાથી દેહાભિમાન વૃદ્ધિને પામતું ગયું, અને આગળ સેવા પુજા કરાવી મીષ્ટ ભોજન પાન કરવા ઉપર વિશેશ પ્રીતી થવા માંડી, તેણે કરી દંદંભ વિગેરે દુર્ગુણો તેમનામાં વૃદ્ધિ પામવા લાગ્યા. તેથી વિદ્યા શીખવવામાં પાત્રોને પણ કાંઇ ગુપ્તતા રાખવા માંડી, અને ઘણે પ્રસંગે બીજી વર્ણોનો પોતાની જાતિ અભિમાનને લીધે તિરસ્કાર કરવા લાગ્યા. તેમ થવાથી ત્રણે વર્ણોનો જે બ્રાહ્મણ પ્રત્યે સત્ય પૂજ્યપણાનો પ્રેમ હતો, તે કમી થવા માંડયો. તેણે કરી આગળ ઘણે કાળે પરસ્પર વિરોધ અને દ્વેષ બુદ્ધિ વૃદ્ધિને પામતી ગઇ, એમ થવાથી નિશ્ચયાત્મક બુદ્ધિ જ્ઞાન નષ્ટ પામ-

વાથી અધો મન બળવાન થઇ, પંચ વિષયની તૃષ્ણા વૃદ્ધિ પામી વર્ણાશ્રમના સત્ય નિયમોનો પોતેજ ભંગ કરવા માંડયો, તેમાં કેટલાક બ્રાહ્મણોની ઇચ્છા ક્ષત્રીઓની કન્યા લેવાની થઇ, તેમજ બીજી વર્ણના માણસોએ પણ પોતાથી ઉતરતી જાતિની કન્યા સાથે લગ્નનો વ્યવહાર ચલાવવા માંડયો. તેણે કરી કુળાચારથી ભ્રષ્ટ થઇ, લોમ, પ્રતિલોમ અને અન્તે વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થવા માંડી, એટલે ચઢતી જાતિની સ્ત્રી સાથે ઉતરતી જાતિના પુરૂષના સમાગમથી જે પ્રજા ઉત્પન્ન થઇ, તે વર્ણશંકર કહેવાય છે. તેથી ગુણ અને કર્મથી વર્ણાશ્રમની મર્યાદા જે બન્ધાએલી હતી, તેનો ભંગ થયો, તેથી આર્ય પ્રજા ઉત્તરોત્તર અધમા સ્થિતીમાં આવતી ગઈ. તેમજ પરસ્પર કલહ, કુસંપ, અને દ્વેષ, બુદ્ધિને લીધે સાર્વભોમની સત્તા હતી, તે પણ ખોઇ બેઠા. અને ઐહિક સુખની તૃષ્ણા વૃદ્ધિને પામવાથી શુદ્રાદિ વર્ણના લોકોએ ગુપ્ત વિદ્યા છલ, કપટ, અને ભેદથી પ્રાપ્ત કરી, તથા યજ્ઞયાગાદિકની મંત્રસહિત ક્રીયાઓ પોતે કરવા લાગ્યા. અને પોતાની મલીન કામના શુદ્ર દેવતાની મદદ મેળવી પૂર્ણ કરતા ગયા, એવી સ્થીતિ આવી પડવાથી અખન્ડ નિયમ પ્રમાણે વિષ્ણુની પ્રેરણાથી ગૌતમ બુદ્ધદ્વારા એવા અયોગ્ય યજ્ઞો યાગાદિક બંધ કર્યા, અને આત્મ જ્ઞાનનીજ પ્રવૃત્તિ કરવા માંડી, તેથી પુરાણોમાં એ બુદ્ધને દશ અવતારોમાંનો એક અવતાર ગણેલો છે. પ્રથમ મૂળ ગૌત્તમ બુદ્ધના સમયનો પોતાની નિતીધર્મથી પરીપૂર્ણ થઇ, અંતરની શુદ્ધી દ્રઢ કરાવ્યા પછી પોતાના મૂળ સ્વરૂપનું ધ્યાન, ધારણા, અને સમાધી વગેરે કરાવવાનો પ્રચાર સઘળી જાતીમાં કાંઇ પણ ભેદ ગણ્યા વિના ચલાવ્યો, તેથી પ્રથમ તો સૂર્યના ખરા બપોરના પ્રકાશની પેઠે ઘણા ઉત્તમ સંસ્કારીઓની વૃત્તિ સર્વ પ્રાણી ઉપર સમદ્રષ્ટી રાખી પરસ્પર ભ્રાતૃભાવની પણ વૃત્તિ કેટલેક અંશે થવા માંડી. પરંતુ જે પ્રમાણે બપોરનો સૂર્ય અસ્ત થઇને અંધકાર થાય છે, તે પ્રમાં

રાજ્ય થયા પછી તેણે શ્રી શંકરસ્વામી પાસે સંન્યાસ્તની દિક્ષા લઇ, તે મૂખ્ય શિષ્ય થયા, અને તેમણે અદ્વૈત બોધનો સંસ્કાર કર્યા પછી શ્રી સુર્યેશ્વરાચાર્ય પદ ધારણ કર્યા પછી એકેશ્વરે અદ્વૈત માર્ગની વિશેપ પ્રવૃત્તિ કરી, શ્રી શંકર સ્વામીએ પોતાના સ્થૂળ દેહનો ત્યાગ નહિ કરતાં શ્રીકૃષ્ણ ભગવાનની પેઠે સ્વ-દેહે સ્વધામ સુક્ષ્મ લોકમાં પધારી ત્યાં નિરંતર શુભ સંસ્કારની ગુપ્ત પ્રેરણા વારંવાર સંસ્કારીઓને કર્યા કરે છે. તે પ્રેરણા નિશ્કામ વૃત્તિવાળા યોગી અને મહાત્માઓને નિરંતર મળ્યા કરે છે. એવી રીતે આર્યાવ્રતમાં પુનઃ સત્ય સનાતન ધર્મનું સ્થાપન થવાથી બુદ્ધ મતમાં કેટલોએક સ્વાર્થનો અંશ રહેલો હતો, તેથી તે માર્ગ નિસ્તેજ થઇ, તેમના આચાર્યોએ આ દેશનો ત્યાગ કરી, સિલોન (લંકા) જાપાન, શિઆમ, બ્રહ્મદેશ અને ચીન વગેરે દેશોમાં જઇ, ત્યાં પોતાના માર્ગનો પ્રચાર કરવા માંડયો. તેથી હાલમાં ત્યાં એ મતની પ્રજા મોટી થઇ છે ખરી! પણ શ્રી ગૌતમ બુદ્ધનો જે મુળ શુભોપદેશ જીવ પ્રાણી માત્ર પોતા સમાન સમજી, સઘળા બન્ધુઓને આત્મ વત જાણી ભ્રાતૃ સમાન ગણવા. એ પદ્ધતિ નષ્ટ પામી બીજા યવનાદિકની પેઠે નિરપરાધી પશુ, પક્ષિ અને જીવજંતુ સુધીનો સહાર કરી, તેનું ભક્ષ કરવાનો અભ્યાસ બુદ્ધ મતવાળામાં હાલ ચાલે છે. અને બીજા સંપ્રદાયની પેઠે ઉપલક બુદ્ધ દેવની ભક્તિ કરવાનો અભ્યાસ જનસમૂહનો હાલમાં ચાલે છે.

इतिवचनामृतम्

## वचनामृत १० मुं.

પરમપ્રીય શ્રદ્ધાળુ ધર્મ જીજ્ઞાસુ બન્ધુઓ—લક્ષ પુર્વક શ્ર-વણ કરો. મહા પ્રતાપી યોગેશ્વર જગદ્ગુરૂ શ્રી શંકર સ્વામી

ની અદ્દભુત શક્તિના યોગે પુર્વ જન્માન્તરનાં શુભ કર્મથી જે શ્રદ્ધાળુ પવિત્ર બ્રાહ્મણોને યોગાભ્યાસ અપુર્ણ રહેલો હતો, એવા સઘળા પવિત્ર પાત્રોનાં અંતઃકરણનું આકર્ષણ શંકર સ્વામી તરફથી તેમની પાસેથી દિક્ષાને પામ્યા પછી તેઓ તન, મન, અને ધન સર્વસ્વ ગુરૂદેવને અર્પણ કરી, તેઓએ શંકર સ્વામીના મઠમાં નિવાસ કર્યો અને ત્યાં વેદ, ઉપનિષદ, ષટ્દર્શનાદિક વિદ્યાનું અધ્યયન કરવા માંડયું. ભક્ષ, પાનાદિક મધુગીરી માગી એટલે આજ્ઞાનુસાર પવિત્ર ગૃહસ્થ બ્રાહ્મણને ત્યાંથી રાંધેલા અન્નની ભીક્ષા લાવી, તેનું ગુરૂ આજ્ઞાથી ભોજન કરતા હતા. અને નૈષ્ઠીક બ્રહ્મચર્ય વૃત પાળતા હતા. તેણે કરી ગુપ્ત વિદ્યામાં પ્રવેશ કરવાના સઘળા ગુણો પરીપક્વ કર્યા પછી, મહા સમર્થ ગુરૂ દેવે તેમના અંતઃકરણની નિર્મળતા યોગ દ્રષ્ટીથી તપાશી જોઇ. તેઓ જે પ્રમાણે પાત્ર થએલા જણાતા, તે પ્રમાણે તેમને આગળ રાજયોગની ઉત્તમ દિક્ષા આપવાની પદ્ધતિ રાખી હતી. તેથી ગુપ્ત વિદ્યાના શિક્ષણનો અયોગ્ય ઉપયોગ તે સમયે થતો નહોતો. શ્રી શંકર સ્વામીએ મઠાધિકારી પોતાના શિષ્યમાંથી જે ઉત્તમ જ્ઞાની વિદ્યા જ્ઞાન શાસ્ત્ર, અને વિદ્યા વેદ શાસ્ત્ર અને રાજયોગમાં જે કુશળ જણાય, અને જેની સર્વ પ્રકારે બાહ્ય અને અંતર વિષયોની વાસના નિર્મુળ થઇ ગએલી હોય, એવા વૈરાગ્યવાન ત્યાગીને ઠરાવવાની પદ્ધતિ રાખી હતી, વળી મઠમાં નિવાસ કરનારા સઘળા વિદ્યાર્થીઓ સારૂ સામાન્ય નિયમ સ્ત્રી અને દ્રવ્યના ત્યાગનો રાખેલો હતો. અને નિરંતર જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિના સત્ય, ઓઝમાં સઘળા વિદ્યાર્થીઓ રહેતા હતા. આ પ્રકારની સર્વોત્તમ ઉંચી વ્યવસ્થા રાખેલી હતી. તેથી તેઓ મહા પ્રતાપી અને અદભૂત શક્તિવાળા હતા. તેઓ પ્રદેશ જઇ અનેક પ્રકારનાં માન, અપમાન, વગેરે કષ્ટ સહન કરી. તેઓ શુભોપદેશ નિસ્કામ વૃત્તિથી કરતા હતા. અને દ્રવ્યાદિકનો પરીગ્રહ પણ

રાજ્ય થયા પછી તેણે શ્રી શંકરસ્વામી પાસે સંન્યાસ્તની દિક્ષા લઇ, તે મૂખ્ય શિષ્ય થયા, અને તેમણે અદ્વૈત બોધનો સંસ્કાર કર્યા પછી શ્રી સુર્યેશ્વરાચાર્ય પદ ધારણ કર્યાં પછી એકેશ્વરે અદ્વૈત માર્ગની વિશેષ પ્રવૃત્તિ કરી, શ્રી શંકર સ્વામીએ પોતાના સ્થૂળ દેહનો ત્યાગ નહિ કરતાં શ્રીકૃષ્ણ ભગવાનની પેઠે સ્વ-દેહે સ્વધામ સુક્ષ્મ લોકમાં પધારી ત્યાં નિરંતર શુભ સંસ્કારની ગુપ્ત પ્રેરણા વારંવાર સંસ્કારીઓને કર્યા કરે છે. તે પ્રેરણા નિશ્કામ વૃત્તિવાળા યોગી અને મહાત્માઓને નિરંતર મળ્યા કરે છે. એવી રીતે આર્યાવૃતમાં પુનઃ સત્ય સનાતન ધર્મનું સ્થાપન થવાથી બુદ્ધ મતમાં કેટલોએક સ્વાર્થનો અંશ રહેલો હતો, તેથી તે માર્ગ નિસ્તેજ થઇ, તેમના આચાર્યોએ આ દેશનો ત્યાગ કરી, સિલોન (લંકા) જાપાન, શિઆમ, બ્રહ્મદેશ અને ચીન વગેરે દેશોમાં જઇ, ત્યાં પોતાના માર્ગનો પ્રચાર કરવા માંડયો. તેથી હાલમાં ત્યાં એ મતની પ્રજા મોટી થઇ છે ખરી! પણ શ્રી ગૌતમ બુદ્ધનો જે મુળ શુભોપદેશ જીવ પ્રાણી માત્ર પોતા સમાન સમજી, સઘળા બન્ધુઓને આત્મ વત જાણી ભ્રાતૃ સમાન ગણવા. એ પદ્ધતિ નષ્ટ પામી બીજા યવનાદિકની પેઠે નિરપરાધી પશુ, પક્ષિ અને જીવજંતુ સુધીનો સંહાર કરી, તેનું ભક્ષ કરવાનો અભ્યાસ બુદ્ધ મતવાળામાં હાલ ચાલે છે. અને બીજા સંપ્રદાયની પેઠે ઉપલક બુદ્ધ દેવની ભક્તિ કરવાનો અભ્યાંસ જનસમૂહનો હાલમાં ચાલે છે.

**इतिवचनामृतम्**

---

## वचनामृत १० मुं.

---

પરમપ્રીય શ્રદ્ધાળુ ધર્મ જીજ્ઞાસુ બન્ધુઓ—લક્ષ પુર્વક શ્રવણ કરો. મહા પ્રતાપી યોગેશ્વર જગદ્દગુરૂ શ્રી શંકર સ્વામી

ની અદ્દભુત શક્તિના યોગે પુર્વ જન્માન્તરનાં શુભ કર્મથી જે શ્રદ્ધાળુ પવિત્ર બ્રાહ્મણોનો યોગાભ્યાસ અપુર્ણ રહેલો હતો, એવા સઘળા પવિત્ર પાત્રોનાં અંતઃકરણનું આકર્ષણ શંકર સ્વામી તરફથી તેમની પાસેથી દિક્ષાને પામ્યા પછી તેઓ તન, મન, અને ધન સર્વસ્વ ગુરૂદેવને અર્પણ કરી, તેઓએ શંકર સ્વામીના મઠમાં નિવાસ કર્યો અને ત્યાં વેદ, ઉપનિષદ, ષડ્દર્શનાદિક વિદ્યાનું અધ્યયન કરવા માંડયું. ભક્ષ, પાનાદિક મધુગીરી માગી એટલે આજ્ઞાનુસાર પવિત્ર ગૃહસ્થ બ્રાહ્મણને ત્યાંથી રાંધેલા અન્નની ભીક્ષા લાવી, તેનું ગુરૂ આજ્ઞાથી ભોજન કરતા હતા. અને નૈષ્ટીક બ્રહ્મચર્ય વૃત પાળતા હતા. તેણે કરી ગુપ્ત વિદ્યામાં પ્રવેશ કરવાના સઘળા ગુણો પરીપક્વ કર્યા પછી, મહા સમર્થ ગુરૂ દેવે તેમના અંતઃકરણની નિર્મળતા યોગ દ્રષ્ટીથી તપાશી જોઇ. તેઓ જે પ્રમાણે પાત્ર થએલા જણાતા, તે પ્રમાણે તેમને આગળ રાજયોગની ઉત્તમ દિક્ષા આપવાની પદ્ધતિ રાખી હતી. તેથી ગુપ્ત વિદ્યાના શિક્ષણનો અયોગ્ય ઉપયોગ તે સમયે થતો નહોતો. શ્રી શંકર સ્વામીએ મહાધિકારી પોતાના શિષ્યમાંથી જે ઉત્તમ જ્ઞાની વિદ્યા જ્ઞાન શાસ્ત્ર, અને વિદ્યા વેદ શાસ્ત્ર અને રાજયોગમાં જે કુશળ જણાય, અને જેની સર્વ પ્રકારે બાહ્ય અને અંતર વિષયોની વાસના નિર્મુળ થઇ ગએલી હોય, એવા વૈરાગ્યવાન ત્યાગીને ઠરાવવાની પદ્ધતિ રાખી હતી, વળી મઠમાં નિવાસ કરનારા સઘળા વિદ્યાર્થીઓ સારૂ સામાન્ય નિયમ સ્રી અને દ્રવ્યના ત્યાગનો રાખેલો હતો. અને નિરંતર જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિના સત્ય ઓઝમાં સઘળા વિદ્યાર્થીઓ રહેતા હતા. આ પ્રકારની સર્વેત્તમ ઉંચી વ્યવસ્થા રાખેલી હતી. તેથી તેઓ મહા પ્રતાપી અને અદભૂત શક્તિવાળા હતા. તેઓ પ્રદેશ જઇ અનેક પ્રકારનાં માન, અપમાન, વગેરે કષ્ટ સહન કરી. તેઓ શુભોપદેશ નિસ્કામ વૃત્તિથી કરતા હતા. અને દ્રવ્યાદિકનો પરીગ્રહ પણ

બીજા સાથે કરવાનો અભ્યાસ વિશેષ થવા માંડયો, અને કુસંપ થવાથી અન્તે યવનાદિ પરદેશી આગ્રહી એકસંપી લોકોનો સંચાર આ દેશમાં થવાથી આર્ય પ્રજા રાજ્ય સત્તા, ગુમાવી પરતંત્ર થઇ, તેથી આગળ પરધર્મી, પરદેશી દુષ્ટ સ્વભાવના યવનોએ ધર્મ ભ્રષ્ટ કરી, અનેક પ્રકારનાં કષ્ટો આપવા માંડયાં, એવી રીતે પ્રજા સમસ્તનાં અશુભ કર્મ દ્રઢ થવાથી સઘળી પ્રજાને તેનાં ફળ ભોગવવાનો સમય આવ્યો, એવી સ્થિતીના સમયે શ્રી કૃષ્ણ ભગવાનનાં વચન પ્રમાણે પાછું ધર્મનું સ્થાપન કરી, દુષ્ટના નાશને અર્થે ગુપ્ત પ્રેરણા યોગ્યપાત્રદ્વારા થવા માંડી, શ્રી રામાનુજાચાર્ય, માધવાચાર્ય, અને વલ્લભાચાર્ય, વીગેરે ઉત્તમ પુરૂષો પ્રગટ થઇ, તે સમયનાં મનુષ્યોને અનુકુળ આવે એવી ભક્તિનો ઉપદેશ કરી, તાંત્રીક મંત્રશાસ્ત્રી અને વામ માર્ગીઓનો પરાજય કરી, તેઓને નિસ્તેજ કર્યા. રામાનુજાચાર્યે વિશીષ્ટાદ્વૈત એટલે હિરણ્ય ગર્ભમાં રહેલા જ્યોતિ સ્વરૂપ એક નારાયણ પ્રથમ હતા. તેની પુર્વે કાંઇજ નહોતું, એવા સિદ્ધાંતની સ્થાપના કરી, દેવાલયો બાંધી લક્ષ્મીનારાયણ, તથા વિષ્ણુ ભગવાનની એકાંતીક ભક્તિનો માર્ગ ચલાવ્યો, એ રામાનુજાચાર્યે પણ વેદ, ઉપનિષદ, અને ગીતા ઉપર ટીકા કરી પોતાના માર્ગની પુષ્ટી સારી રીતે કરેલી છે. એ સંપ્રદાયની વિશેષ પ્રવૃત્તિ દક્ષિણ, કરણાટક, અને તૈલંગ વગેરે દેશમાં છે, અને ગુજરાત અને કાઠીઆવાડમાં એજ સંપ્રદાયની પદ્ધત્તિ પ્રમાણે શ્રી સહજાનંદ સ્વામીએ સ્વામીનારાયણનો માર્ગ સ્થાપન કર્યો. તેમાં વિશેષ્યે કરી શુદ્ર જાતિના તથા વૈષ્ય વર્ગના ઘણા શિષ્યો થયા અને કેટલાએક બ્રાહ્મણો છે; એમના ઉપરના ઉપદેશથી શુદ્ર જાતિનાં આશ્રીતોને મદ્ય, માંસાદિનો ત્યાગ કરાવી તેનાં પંચવર્તમાન આપ્યાં. એ પંથનાં સાધુ અને બ્રહ્મચારીનો ત્યાગ બીજા વેરાગીઓ કરતાં ઠીક છે. એવીજ રીતે બીજા કેવળ પરદુઃખભંજન આચાર્યોના પરિશ્ર-

મથી આ કળી કાળમાં કેટલેક અંશે આર્ય ધર્મની કાંઇક રક્ષા થઇ, તેના બીજનો નાશ થયો નહિં. इति वचनामृतम् ।

# वचनामृत ११ मुं

આગળ જનસમૂહની વૃત્તિ કેવળ વિશયાસક્ત થવાથી માનસીક જ્ઞાનની પણ ન્યૂનતા થવા માંડી, તેથી શ્રી રામાનુજાચાર્યનો વિશીષ્ટાદ્વૈત સિધ્ધાંત સમજવાને પણ ઘણા લોકો અસમર્થ થયા, તેથી શ્રી માધવાચાર્ય પ્રગટ થઇ, નિસ્તેજ થએલા હિન્દુઓને દ્વૈત મત એટલે ઇશ્વર અને જીવ એ બેઉ અનાદિ કાળથી પૃથકજ છે. તેથી જીવે ઇશ્વરની ભક્તિ કરી, તેમાં અન્તે સમાઇ જવાનું છે, ખરૂં, પણ ત્યાં પણ એવા જીવને સેવા કરવાની રહેલી છે. એવી રીતની શ્રી વીષ્ણુ ભગવાનની રાધાકૃષ્ણાદિકની મૂર્તિ સ્થાપન કરી, તેને મનોરંજક વસ્ત્રાભૂષણ ધારણ કરાવી ફળ પુષ્પાદિક અર્પણ કરી, જન પ્રીય લાગે એવી ભક્તિનો માર્ગ સ્થાપન કર્યો. એમ કરી નિર્માલ્ય જનને ધર્મની છાયામાં રાખ્યા, છતાં પંચ વિષયની તૃષ્ણા નિસ્તેજ થએલા હિન્દુઓને વિશેષ થવા માંડી, તેથી તેવા મનુષ્યોને કેવળ ભ્રષ્ટ થતા અટકાવવાને માટે શૂધ્ધાદ્વૈત (કેવળાદ્વૈત) સંપ્રદાય શ્રી વલ્લભાચાર્યે સ્થાપન કરી, મૂખ્ય ભક્તિ શ્રી રાધાકૃષ્ણની અતી પ્રેમથી કરવાની આજ્ઞા કરી. અને પોતે ખાન, પાન, વસ્ત્રાલંકાર વીગેરે કાંઇ પણ ભોગની વસ્તુનો ઉપયોગ કરવાની પહેલાં શ્રી ભગવાનને અર્પણ કરવાની અગત્ય દર્શાવી. એવી રીતે કરવાથી વિશયાસક્ત મનુષ્યને ઇશ્વરનું નામ સ્મરણ કરવાનો સેહેલો

# वचनामृत १२ मु

પરમપ્રીય ભાઇઓ—આપણા હિન્દુસ્તાનની એવી રીતની અતિ દયામણી, પ્રજા સમસ્તની સ્થીતી થઇ જવાથી જે મહા કરૂણાનીધી દયાળુ મહાત્માઓ અને બીજા યોગી અને મુનીઓ જેઓ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વધામ પધારવા પછી થોડાજ સમયમાં ગુપ્ત સ્થાને જઇ નિવાસ કરેલો હતો. તેઓને મહા વિષ્ણુની શુભ પ્રેરણા થવાથી તે સમાધીમાંથી જાગૃત થયા પછી દુષ્ટોને દંડ થઇ, ધર્મની રક્ષા કરવાની કાંઇ યોજના થવા માંડી. તેથી સર્વજ્ઞ મહાત્માઓને જણાયું હતું કે ઉપર કહેલા દુષ્ટ યવનોને શિક્ષા કરી, કાંઇક ન્યાયની મર્યાદાથી વર્તનારા તે સમયના તત્વ વિદ્યાથી જ્ઞાનની ઉન્નત્તિ પામેલી યૂરોપ દેશની પ્રજા છે. તેથી તેમને ગુપ્ત પ્રેરણા થવાથી તે પ્રજાનું લક્ષ હિન્દુસ્તાનનાં અતિ પ્રાચીન દ્રવ્યવાળા દેશ ઉપર લાગવા માંડયું. એ કારણને લીધે તેઓએ પ્રથમ વ્યાપારને અર્થે તે દેશમાં જવાનો વિચાર કરવા માંડયો. તેમાં પ્રથમ પોર્ટુગીઝ (ફીરંગી) ફ્રેંચ, જર્મન, અને પાછળથી અંગ્રેજ લોકોએ કષ્ટ સહન કરી, વ્યાપારને અર્થે આવવા માંડયું. અને તેમને અનુભવ ઉપરથી ધીમે ધીમે હિન્દુસ્થાનના રાજ્યની અવ્યવસ્થા જણાવા માંડી, તેમજ જુલમી કેવળ સ્વાર્થી અને સ્ત્રી લંપટ તથા ધર્માંધ યવનોના જુલમથી સઘળી હિન્દુસ્થાનની પ્રજા તે રાજ્યકર્તા ઉપર નારાજી છે, એવું જણાવાથી પોતે સત્તા મેળવવા ઉપર લક્ષ લગાડવા માંડયું. તેમાં પ્રથમ સત્ય રાજ્યનિતી પ્રમાણે લડાઇના પ્રસગે નબળા ઉપર જુમલ કરનારની સામો પક્ષ લઇ, તેમને સહાય કરવાથી પોતાને પણ કાંઇક સત્તા મળતી ગઇ, અને નાનાં સ્વતંત્ર રાજ્ય પણ સ્થાપ્યાં, તેમાં ઘણાં ખરાં બંદરો ફીરંગી, ફ્રેન્ચ, અને અંગ્રેજ એમણે સ્વાધીન કરી લીધાં. તેમાં ફીરંગી,

અને ફ્રેંચ તેમણે દ્રવ્ય અને સ-તાનો વિશેષ લોભ રાખ્યો. એટલુંજ નહિં, પણ પોતાનો ધર્મ પણ મુસલમાનોની પેઠે હિન્દુ પ્રજામાં ચલાવવા પ્રયત્ન કરવા માંડ્યો. તેથી એ બેઉ પ્રજાને વિશેષ લાભ થઇ શક્યો નહિં. પરન્તુ અંગ્રેજ ધીરા, વિવેકી, વિદ્વાન, તત્વજ્ઞાની, અને વૈદકશાસ્ત્રમાં પણ કુશળ હતા. તેથી કેટલાક સમય સૂધી ધીરજ રાખી, રાજની ખટ-પટમાં નહિં પડતાં પોતાના વૈદકનો અજમાયસ રાજ્યાધિકારી-ઓમાં અને બાદશાહોમાં કરવાથી તેમાં જય મળવા માંડ્યો, તેથી તેમની પ્રીતિ મેળવી બીજા ગરીબ અને નબળા રાજાઓને કાંઇક સહાયતા કરવાથી તેમની પ્રીતિ સમ્પાદન કરી, થોડી થોડી સ-તા મેળવતા ગયા. તેમ પોતાની સ-તાની પ્રજા સાથે નિતીની વર્તણુંક કરી, તેમને વિદ્યાભ્યાસ કરવા પોતાના ખ-રચથી શાળાઓ સ્થાપન કરવા માંડી, અને તે સમયના ભીન્ન ભીન્ન ધર્મના માર્ગમાંથી કોઇનો પણ પક્ષ તથા દ્વેષ નહિં કરતાં ધર્મનાં કાર્યમાં સઘળાને સમાન ગણવા માંડ્યા. તેમજ પોતાના ધર્મનો બોધ તેમના શીક્ષા ગુરૂ નમ્રતાથી કોઇ કોઇ પ્રસંગે કરતા હતા. તેણે કરી તેમના ઉપર તેની પ્રજાની પ્રીતિ વિશેષ થવા માંડી, એમ કરવાથી ગુપ્ત મહા પુરૂષોની વિદ્યુત ગુપ્ત સહાયતાથી થોડા સમયમાં લોભી અને ક્રુર યવનોનો તથા બીજા નિર્માલ, આળસુ, અને લોભી આ દેશનાં રાજ્યા-ધિકારીનો તેમનાં અશુભ કર્મને લીધે નાશ થઇ, અન્તે એ નિતી વાળા અંગ્રેજોને સર્વ ભોમ પદ પ્રાપ્ત થયું, અને કેટલાએક સમય સૂધી તે દેશના વ્યાપારી કમ્પનીની સ-તા છતાં પોતા-ના ધર્મની કોઇ પણ રીતે જબરજસ્તીથી ઉપદેશ કરવાની તેમના ઉપદેશકોને સખ્ત મનાઇ હતી. અને પ્રજામાં જે તેમનાં પૂર્વેનાં ન્યાત, જાત, અને મત, પંથોની રૂઢી ચાલતી હતી, તેમાં કોઇ પણ રીતે હાથ નહિં ઘાલતાં સઘળાને સમાન પણે ન્યાય આપતા હતા. તેણે કરી પ્રજાની પ્રીતિ એ રાજ્ય ક-ર્તા

# वचनामृत १२ मु

પરમપ્રીય ભાઇઓ—આપણા હિન્દુસ્તાનની એવી રીતની અતિ દયામણી, પ્રજા સમસ્તની સ્થીતી થઇ જવાથી જે મહા કરૂણાનીધી દયાળુ મહાત્માઓ અને બીજા યોગી અને મુનીઓ જેઓ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વધામ પધારવા પછી થોડાજ સમયમાં ગુપ્ત સ્થાને જઇ નિવાસ કરેલો હતો. તેઓને મહા વિષ્ણુની શુભ પ્રેરણા થવાથી તે સમાધીમાંથી જાગૃત થયા પછી દુષ્ટોને દંડ થઇ, ધર્મની રક્ષા કરવાની કાંઇ યોજના થવા માંડી. તેથી સર્વજ્ઞ મહાત્માઓને જણાયું હતું કે ઉપર કહેલા દુષ્ટ યવનોને શિક્ષા કરી, કાંઇક ન્યાયની મર્યાદાથી વર્તનારા તે સમયના તત્વ વિદ્યાથી જ્ઞાનની ઉન્નત્તિ પામેલી યૂરોપ દેશની પ્રજા છે. તેથી તેમને ગુપ્ત પ્રેરણા થવાથી તે પ્રજાનું લક્ષ હિન્દુસ્તાનનાં અતિ પ્રાચીન દ્રવ્યવાળા દેશ ઉપર લાગવા માંડયું. એ કારણને લીધે તેઓએ પ્રથમ વ્યાપારને અર્થે તે દેશમાં જવાનો વિચાર કરવા માંડયો. તેમાં પ્રથમ પોર્ટુગીઝ ( ફીરંગી ) ફ્રેંચ, જર્મન, અને પાછળથી અંગ્રેજ લોકોએ કષ્ટ સહન કરી, વ્યાપારને અર્થે આવવા માંડયું. અને તેમને અનુભવ ઉપરથી ધીમે ધીમે હિન્દુસ્થાનના રાજ્યની અવ્યવસ્થા જણાવા માંડી, તેમજ જુલમી કેવળ સ્વાર્થી અને સ્ત્રી લંપટ તથા ધર્માંધ યવનોના જુલમથી સઘળી હિન્દુસ્થાનની પ્રજા તે રાજ્યક-ર્તા ઉપર નારાજી છે, એવું જણાવાથી પોતે સ-ત્તા મેળવવા ઉપર લક્ષ લગાડવા માંડયું. તેમાં પ્રથમ સત્ય રાજ્યનિતી પ્રમાણે લડાઇના પ્રસગે નબળા ઉપર જુમલ કરનારની સામો પક્ષ લઇ, તેમને સહાય કરવાથી પોતાને પણ કાંઇક સ-ત્તા મળતી ગઇ, અને નાનાં સ્વતંત્ર રાજ્ય પણ સ્થાપ્યાં, તેમાં ઘણાં ખરાં બંદરો ફીરંગી, ફ્રેન્ચ, અને અંગ્રેજ એમણે સ્વાધીન કરી લીધાં. તેમાં ફીરંગી,

અને ફ્રેંચ તેમણે દ્રવ્ય અને સત્તાનો વિશેષ લોભ રાખ્યો, એટલુંજ નહિં, પણ પોતાનો ધર્મ પણ મુસલમાનોની પેઠે હિન્દુ પ્રજામાં ચલાવવા પ્રયત્ન કરવા માંડયો. તેથી એ બેઉ પ્રજાને વિશેષ લાભ થઇ શકયો નહિં. પરન્તુ અંગ્રેજ ધીરા, વિવેકી, વિદ્વાન, તત્વજ્ઞાની, અને વૈદકશાસ્ત્રમાં પણ કુશળ હતા. તેથી કેટલાક સમય સૂધી ધીરજ રાખી, રાજની ખટપટમાં નહિં પડતાં પોતાના વૈદકનો અજમાયસ રાજ્યાધિકારીઓમાં અને બાદશાહોમાં કરવાથી તેમાં જય મળવા માંડયો, તેથી તેમની પ્રીતિ મેળવી બીજા ગરીબ અને નબળા રાજાઓને કાંઇક સહાયતા કરવાથી તેમની પ્રીતિ સમ્પાદન કરી, થોડી થોડી સત્તા મેળવતા ગયા. તેમ પોતાની સત્તાની પ્રજા સાથે નિતીની વર્તણુંક કરી, તેમને વિદ્યાભ્યાસ કરવા પોતાના ખરચથી શાળાઓ સ્થાપન કરવા માંડી, અને તે સમયના ભીન્ન ભીન્ન ધર્મના માર્ગમાંથી કોઇનો પણ પક્ષ તથા દ્વેષ નહિં કરતાં ધર્મનાં કાર્યમાં સઘળાને સમાન ગણવા માંડયા. તેમજ પોતાના ધર્મનો બોધ તેમના શીક્ષા ગુરૂ નમ્રતાથી કોઇ કોઇ પ્રસંગે કરતા હતા. તેણે કરી તેમના ઉપર તેની પ્રજાની પ્રીતિ વિશેષ થવા માંડી, એમ કરવાથી ગુપ્ત મહા પુરૂષોની વિધુત ગુપ્ત સહાયતાથી થોડા સમયમાં લોભી અને ક્રુર યવનોનો તથા બીજા નિર્માલ, આળસુ, અને લોભી આ દેશનાં રાજ્યાધિકારીનો તેમનાં અશુભ કર્મને લીધે નાશ થઇ, અન્તે એ નિતીવાળા અંગ્રેજોને સર્વ ભોમ પદ પ્રાપ્ત થયું, અને કેટલાએક સમય સૂધી તે દેશના વ્યાપારી કમ્પનીની સત્તા છતાં પોતાના ધર્મની કોઇ પણ રીતે જબરજસ્તીથી ઉપદેશ કરવાની તેમના ઉપદેશકોને સખ્ત મનાઇ હતી. અને પ્રજામાં જે તેમનાં પૂર્વેનાં ન્યાત, જાત, અને મત, પંથોની રૂઢી ચાલતી હતી, તેમાં કોઇ પણ રીતે હાથ નહિં ઘાલતાં સઘળાને સમાન પણે ન્યાય આપતા હતા. તેણે કરી પ્રજાની પ્રીતિ એ રાજ્ય કર્તા

કારાદિ સઘળી વસ્તુ પારકા દેશનીજ ઉત્તમ જણાવા માંડી. તેથી તેનું ગ્રહણ કરી સ્વચ્છંદપણે પોતપોતામાં વર્ત્તવા માંડ્યું, એટલુંજ નહીં પણ કેટલાએક તો પ્રાશ્ચાત દેશની કેળવણીથી પોતાની યોગ્યતા ઉપરાંત અપરીમીત તૃષ્ણાને લીધે રાજ્યની ખટપટમાં પડવા માંડી, કાંઇક રાજદ્રોહ કરવાથી પોતાને હાથે પોતાનો નાશ કરી લઇ, શાન્ત પામ્યા. એવી રીતની નીતી અને ધર્મથી કેવળ હિન્દુ પ્રજા ભ્રષ્ટ થવાથી આર્ય દેશમાં કલીયુગની સત્તા વિશેષ થવા માંડી, તેથી અન્તે જલદી વિનાશ થવાનો સમ્ભવ કરૂણાનિધી ગુપ્ત પુરૂષોને થવો જોઇએ, અને તેમના તરફથી ધર્મનું સ્થાપન કરવા કોઇ મહા સમર્થની સહાયતાની એવા સમયમાં અગત્ય છેજ, એવું કેવળ નિસ્પક્ષપાતી સત્ય શોધકોને તો જણાયા વિના રહેશેજ નહિં. માટે તે પ્રમાણે થયું કે નહિં. એ આપણે આપણા ગએલા સત્તાવીશ વર્ષના અનુભવ ઉપરથી તપાસી જોઇશું તો જણાશે કે ઉપર જણાવેલા ટુંકા સમયમાં આપણા ધર્મ અને નિતી વગેરેની સ્થીતિમાં કેવો ફેરફાર થયો એટલુંજ નહિ પણ સઘળી પૃથ્વીના જનસમૂહની ધર્મ સંબંધી સ્થીતિ કેવા પ્રકારની થવા માંડી, એ આપણે નિસ્પક્ષપાતપણે જોઇશું તો આપણને જણાશે કે આ સમયમાં તો પ્રાચીન કાળમાં ઇશ્વરી અવતાર થઇ, કરેલાં ધર્મનાં કાર્યો કરતાં અતિ અદ્‌ભૂત મહાશક્તિના યોગે ધાર્મિક કાર્યો આ સમયમાં થએલાં છે, અને થાય પણ છે. **इति वचनामृतम्.**

---

# वचनामृत १३ मुं.

---

પરમપ્રીય બન્ધુઓ! હવે તમે લક્ષ પૂર્વક સાંભળશો તો

તમને જે અદ્દભૂત સત્યતા જણાઇ છે, તેનો સમ્પૂર્ણ નિશ્ચય થવાથી આ અસત્ય સંસારની સઘળી નાશવંત વસ્તુ ઉપર કાંઇક વૈરાગ્ય થઇ, પોતાના સત્ય સ્વરૂપ જાણવાના માર્ગનો અનુભવ કરવા ભણી તમારૂં લક્ષ જશે. આપણા પુરાંણ પ્રસિદ્ધ ચીરંજીવી ત્રીકાળદર્શી મહાત્મા **મરૂત** અને **દેવાપિના** જાણવામાં સાંપ્રત કાળના પ્રાશ્ચાત દેશની અદ્દભુત જણાયલી જડ તત્વ વિદ્યાના રસાયણ પ્રયોગથી સિદ્ધ કરેલી સત્યતા નહિ હોય, એમ સંશય થશેજ નહિં. કેમકે તેઓ પોતાના યોગ બળથી સમ્પૂર્ણ થએલા માત્ર જનસમૂહના કલ્યાણનીજ ઇચ્છાથી નિર્વાણ સ્થિતી ગ્રહણ નહિં કરતાં આપણી સૂર્યમાળાના પૃથ્વીગ્રહ ઉપર નિવાસ કરી રહ્યા છે. તેઓ જાણે છે કે હાલની પ્રાશ્ચાત વિદ્યાના અતિ આગ્રહપૂર્વક શોધો કરવાથી તે પ્રજાને જણાયું છે કે જડ પ્રકૃતિના એક અતિ શૂક્ષ્મ પરમાણુની પેલી તરફ કાંઇ પણ હોવું નહિં જોઇએ ? અને તેજ સઘળા બ્રહ્માંડનું આદિકારણ છે. એવોજ વિચાર પ્રથમ હતો તે ભૂલ ભરેલો છે. એમ હમણા જણાયું છે. કેમકે ક્રૂક જેવા રસાયન શાસ્ત્રના તત્વવે-તા કહે છે કે આપણે જેને અંતનો પરમાણું કહીએ છીએ, તેનું પણ પ્રથકરણ કોઇ શક્તિથી થઇ તેના કરતાં પણ અતિ શૂક્ષ્મ હાલની જણાએલી ઇથર (આકાશ તત્વ) કરતાં પણ કાંઇક શૂક્ષ્મ હોવું જોઇએ. એ સિધ્ધાંત અતિ પ્રાચીન મૂળ આર્યના જાણવામાં હોવો જોઇએ, તેથીજ તેઓ આકાશ તત્વની પેલી તરફ સર્વનું મૂળ કારણ એક અનાદિ અનિર્વચનીય છે. તેને તેઓ **પરબ્રહ્મ** કહેતા હતા. અને તેમાંથી જે અદ્રષ્ય આભાસ, તે સર્વનું મૂળ કારણ **પરમાત્મા** એમ કહેતા હતા. અને તેનો આભાસ જીવાત્મા એ કહેવું એવા નિસ્પક્ષપાતી સત્ય શોધકોને હાલમાં સત્ય જણાવા માંડયું છે. તેથી તેમનો જે પ્રથમ વિચાર માત્ર જડ પ્રકૃતિનો પરમાણુંજ પ્રથમ, અને તેમાંથીજ શક્તિ ઉત્પ-

સ્વાર્થની વૃત્તિ વૃદ્ધિ પામવાથી ભેદ દ્રષ્ટી વૃદ્ધિને પામતી જાય છે. તેથી કપટ, દંભ, વગેરે દુર્ગુણો વૃદ્ધિને પાંમવાથી નાસ્તીકપણું થવા માંડયું છે. માટે તેનો જો જલદી પ્રતિબંધ નહિં થાય તો આખી પૃથ્વીના મનુષ્યો નાસ્તિક થઇ જઇ, સત્ય જ્ઞાન અને સત્ય પ્રકાશ એ બન્નેનો કેવળ લય થઇ જશે. એવા વિચારથી પોતે પોતાના વિશેષ જ્ઞાનની ઉન્નતિ કરવાના સ્વાર્થનો વિચાર નહિં કરતાં કેવળ જન સમૂહના સુખને અર્થે તે કૃપાળુ પોતાના ગુરૂદેવને વિનંતી કરી કે આપ મારા આ સ્થૂળ દેહદ્વારા આવા નિસ્તેજ થએલા જનોને સંસ્કાર કરવાનો યોગ્ય ધારો તો, મને વારંવાર અગત્યના સમયે આપની શુભ પ્રેરણા અને સહાયતા મળ્યા કરશે તો આપની ઇચ્છાનુસાર મને જણાએલી સત્યના બીજા સંસ્કારીઓને જણાવવા હું મારા તન, મન, અને ધનના ભોગઆપીને તે કાર્ય કરવા પ્રતિજ્ઞા લઉં છું. એમ કહી આજ્ઞા થવાથી એ પરદુ:ખભંજન માતા ત્યાંથી નીકળયાં. તે કેટલા એક દેશો ફરતાં ફરતાં એક વખત હિન્દુસ્તાનમાં પણ આવી ગયાં. પણ તે સમયે એ દેશમાં ઉદ્વેગ અને અશાન્તિ દીઠાં, તેથી મીસર દેશમાં થઇ ફ્રાન્સમાં ગયાં. અને ત્યાં એકા એક ગુપ્ત વિધુત દ્વારા ગુરૂદેવની આજ્ઞા થવાથી એકદમ અમેરીકા ગયાં, ત્યાં અનાયાસે કર્નલ ઑલકોટનો સમાગમ થયો. એ કર્નલ ઑલકોટ પોતે ગુપ્ત વિદ્યા અને ગુહ્ય જ્ઞાનના અતિ આગ્રહી શોધક હતા. તેઓ તે સમયે ત્યાંના એક ભૂત મંડળ (સ્પીરીચ્યુઆલીસ્ટ)ના અગ્રેસર હતા. તેમણે પોતે કેટલાએક મરી ગએલા મનુષ્યોનાં રૂપો સ્થૂળ ચક્ષુથી જોએલાં એટલુંજ નહીં પણ તે મૃત પ્રાણીનાં શુક્ષ્મ શરીરનું વજન પણ કરેલું છે. અને બીજી ઘણી રીતે પરીક્ષા કરવાથી તેમને નિશ્ચય થયો હતો કે, મુઆ પછી જીવો શૂક્ષ્મ રૂપો ધારણ કરી, કેટલાએક સમય સૂધી અંતરિક્ષમાં રહી ઘણે પ્રસંગે મનુષ્યનાં સંબંધમાં આવી તેમને પૂર્વે થઇ ગએલા પોતાના સ્થૂળ દેહના અનુભ-

વોની વાતો પણ કહી સંભળાવે છે. એ સઘળી વાતો સંસ્કારી કર્નલે અતિ આશ્ચર્યતાથી આપણા પરદુઃખ ભંજન માતા હેલીના બાઇને કહી સંભળાવી. પણ એ દિવ્ય દ્રષ્ટી વાળી બાઇએ એ વાતને ઘણી મહત્વની નહિં ગણતાં અતિ પ્રાચીન કાળના રાજયોગની કેટલી એક ચમત્કૃતિઓ કહી સંભળાવી. તેમાં મૂખ્ય ગુપ્ત યોગવિદ્યાના સાધનથી સ્થૂળ દેહ ધારી મનુષ્ય હજારો કોષ દૂર હોય, તે છતાં બીજા એકાગ્ર ચિન્તવાળા પાત્ર યોગી સાથે વાતચીત કરી શકે, એટલુંજ નહિં પણ પોતાનો સ્થૂળ દેહ પોતાના મૂળ સ્થાનમાં રાખી, પોતે પોતાનો અનુકુળ આવે એવો શૂક્ષ્મ દેહ ધારણ કરી, ગમે તેટલે અંતરે ક્ષણ વારમાં વીજળીના વેગની પેઠે જઇ શકે. એવા કેટલા એક અદ્દભૂત્ત યોગનાં દ્રષ્ટાંતો સત્ય શોધક કર્નલને કહી સંભળાવ્યાં. પરન્તુ સત્ય શોધક છતાં કર્નલે એ વાત કોઇ દિવસ સાંભળેલી નહિં હતી. તેથી એનો નિશ્ચય માત્ર સાંભળવાથી તે સમયે થયો નહિં. એમ છતાં પોતે કાંઇ પણ એ વિષે નહિં કહેતાં પૂર્ણ આગ્રહથી વિદૂષી હેલીના બાઇનો સમાગમ ઘણા દિવસ કર્યો. એમ થતાં થતાં જ્યારે ગુપ્ત મહાત્માઓ ઉપર કાંઇક શ્રધ્ધા થવા માંડી એટલે એ આગ્રહી સત્ય શોધક કર્નલનો નિશ્ચય કરાવવા સારૂ એ વિદૂષી બાઇએ કેટલી એક પાળવાની સરતો કર્નલને માન્ય કરાવ્યા પછી તેને આપણા ગુપ્ત ગુરૂદેવ દેવાપિ (કોથમી)ના પ્રત્યક્ષ દર્શનનો લાભ મળયો ત્યાર પછી એ રાજયોગના અદ્દભૂત ચમત્કારનો નિશ્ચય વિશેષ થવા માંડયો.

એ રૂષીનું પુરાણ પ્રસિદ્ધ નામ દેવાપિ છે. પણ આ કલીકાળમાં પોતે કોથમી નામથી તેમના ગુપ્ત મંડળમાં પ્રસિદ્ધ છે, એવી રીતે કેવળ પરોપકારી આપણા માતાજીએ પોતાનો મુખ્ય શુભ હેતુ પરોપકાર વૃત્તિવાળા કર્નલને કહી સંભળાવ્યો, તે ઉપરથી એ પરોપકારી પુરૂષ પણ પૂર્વેના અતિ પ્રબળ શુભ સંસ્કારને લીધે પોતે સર્વ વ્યવ્હારીક કાર્યનો ત્યાગ કરી, કેવળ જન સમૂહને

આ મીથ્યા સંસારના અંધકારમાંથી જાગ્રત કરવા માટે પોતે તન, મન, અને ધન એ ત્રણેનો ભોગ આપવાની પ્રતિજ્ઞા લીધી, ત્યાર પછી એણે પોતાના દેશના કેટલાએક પોતાના સંબંધવાળા વિદ્વાન, આગ્રહી, અને સત્ય શોધકોને રાજ વિદ્યાના મૂળ તત્વો સંભળાવી, ન્યૂયૉર્કમાં એક થીઓસોફીકલ મંડળ **(સનાતન ધર્મ સભા)** બ્રહ્મ જ્ઞાન મંડળ શને ૧૮૭૫માં સ્થાપન કર્યું. ત્યાર પછી એ મંડળમાં કેટલાએક વિદ્વાનોના મનનું આકર્ષણ થવા માંડયું. એજ પ્રમાણે યુરોપમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વીગેરે દેશોમાં કેટલાએક સંસ્કારી સત્ય શોધકોની વૃત્તિ એ મંડળ તરફ થયાથી ત્યાં પણ સભા સ્થાપન થવા માંડી. **इतिवचनामृतम्.**

# वचनामृत १४मुं.

એવી રીતે અમેરીકા અને યૂરોપમાં થીઓસોફિકલ મંડળ તરફ કેટલાએક કેવળ નિસ્પક્ષપાતી સત્ય શોધકોનું લક્ષ જવા માંડયું. પરન્તુ તે દેશોમાં તે સમય સુધી ત્યાંના ઘણા ખરા વિદ્વાનો પૂર્વ તરફના તેમાં મુખ્યત્વે હિન્દુ ધર્મને કલ્પીત, પોકળ, અને પ્રાચીનકાળના અજ્ઞાની વહેમી મનુષ્યની કથા (કાદમ્બરી) સમજતા હતા. તેમાં હિન્દુના વેદ અને પુરાણો વિષેનો તેમનો ઘણોજ હલકો વિચાર હતો, કેમકે તેમાં મુખ્ય ધર્મનું બન્ધારણ પુનર્જન્મ અને કર્મના ઉપરજ હતું. અને એ સિદ્ધાંત ત્યાંની સઘળી પ્રજા અસત્ય અને હાલની તત્વ વિદ્યાથી અસંભવિત માનતી હતી. તેમાં વળી તેમના ધર્મ પુસ્તકમાં પણ કર્મ અને પુનર્જન્મ વિષે કાંઇજ સ્પષ્ટ જણાવેલું નહોતું, તેથી તે કાળના મોટા ધર્મના અધિકારી તેમજ તેના સત્ય શોધકો પણ તેવુંજ માનતા હતા, એ કારણ માટે તે દેશમાં એ મંડળનો પ્રસાર જેવો

થવો જોઇએ; તેવો નહિ થવાનો સમ્ભવ એ મંડળના પાછળ જણાવેલા મુખ્ય પ્રેરક મહાત્માઓ જાણતા હતા. પણ તેનો અનુભવ તેમના મુખ્ય પ્રતિનીધી મેડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ ઑલકોટ એ બેઉના થયા પછી શને ૧૮૭૯માં ગુપ્ત મહાત્માઓની આજ્ઞા એ મંડળની મુખ્ય સ્થાપના અતિ પ્રાચીન ભરત ખંડના આર્યાવ્રતમાં (હિન્દુસ્થાનમાં) કરવાની થઇ. તેથી મહાત્માઓના આજ્ઞાંકિત સેવકોએ તે માન્ય કરી પોતાના મૂળ દેશનો ત્યાગ કરી, પ્રથમ પશ્ચિમ હિન્દુસ્તાનના મુંબઇ શેહેરમાં આવી નિવાસ કર્યો, અને એજ પવિત્ર દેવ ભૂમીમાં મર્ણપર્યંત રહેવાનો દ્રઢ નિશ્ચય કર્યો. એ બેઉ આજ્ઞાંકિત સેવકોને પ્રથમ મુંબઇ શહેરના કેટલાએક ઉત્તમ માનસીક જ્ઞાનવાળા સદ્ગૃહસ્થો તરફથી સહાયતા મળી અને જેમ જેમ એ મુખ્ય અધિકારીઓનો સમાગમ ત્યાંના બીજા નામાંકિત ગૃહસ્થો તેમાં મુખ્યત્વે કરી હિન્દુઓ કરતા ગયા, તેમ તેમ તેઓના જાણવામાં આવતું ગયું કે હિન્દુ ધર્મમાં પૃથ્વી ઉપરના બીજા સઘળા કરતાં કાંઇક વિશેષ તત્વ જ્ઞાન અને ઇશ્વરી સત્ય સિદ્ધાંતો રહેલા છે. એટલુંજ નહિં પણ સંસારથી વિરક્ત ગુપ્ત સ્થાને રહેલા મહાત્માઓ છે. અને તેમની અતિ અદ્દભૂત શક્તિઓ પણ છે, તે અદ્દભૂત શક્તિમાં મુખ્ય તેઓ પોતાના વિચાર ઉત્તમ સંસ્કારી ભક્તોને હજારો કોશને અન્તરે રહ્યા છતાં પોતાની પ્રબળ ઇચ્છા શક્તિના યોગે અંતર વિદ્યુત શક્તિદ્વારા જણાવી શકે છે. તેમજ પોતાની ઇચ્છા ગમે તેટલે અંતરે જવાની થાય, તો કોઇ પણ પ્રકારના જડ વાહનો વિના પોતાના શુક્ષ્મ માયાવિદેહ વડે જઇ શકે, અને તે દેહને બીજા સ્થૂળ દ્રષ્ટીવાળા જોઇ શકે, એવું પણ તેઓ કરી શકે, ઇત્યાદિ ઘણા અદ્દભૂત ચમત્કારો હાલની તત્વવિદ્યાની સત્યતાથી સિદ્ધ કરી દેખાડતા હતા. એટલુંજ નહિં પણ કોઇક પ્રસંગે કેટલાએક ઉત્તમ સંસ્કારી ગૃહસ્થોને તે કરૂણા નીધી મહાત્માના સાક્ષાત્ દર્શન પણ થતાં હતાં.

એવી રીતે આગળ કેટલા એક ઉત્તમ માનસીક જ્ઞાનવાળા ગૃહસ્થોએ ત્યાં એક થીઓસોફીકલ સોસાયટીનું મંડળ સ્થાપન કર્યું, અને તેજ મૂખ્ય સ્થાન ગણી એ બેઉ પ્રમુખોએ હિન્દુસ્તાન અને યૂરોપ, અમેરીકા વગેરે દેશોમાં અતિ આગ્રહથી તન, મન, અને ધનના ખર્ચ કરી, પ્રયાસ કરવા માંડયો. અને ત્યાં ચિત્ત વેધક વ્યાખ્યાનો આપી સંસ્કારી જનોના મનનું આકર્ષણ કરી એ થીઓસોફીકલ મંડળની ઘણી શાખાઓ સ્થાપન કરી.

પરંપરાનો અખણ્ડ સત્ય નિયમ એવો છે કે, કોઇ પણ જાતનું કેવળ નિષ્કામ કર્મ કરવામાં પ્રથમ અનેક પ્રકારનાં અણધાર્યાં કષ્ટો આવી પડે છે. તે પ્રમાણે આ બેઉ પ્રમૂખોને પણ પ્રથમ કેટલાએક સ્વાર્થી સ્ત્રી પુરૂષો તરફથી અનેક પ્રકારના તિરસ્કાર અને કષ્ટ સહન કરવાં પડયાં હતાં. ભાઇઓ તમારા જાણવામાં તો હશે કે પૂર્વે આપણા દેશમાં પ્રથમ અવતારી પુરૂષો અને આચાર્યોને પણ સત્ય ધર્મ સ્થાપન કરવા માટે અનેક પ્રકારનાં કષ્ટો આવી પડી, કેટલેક પ્રસંગે સ્થૂળ દેહનો પણ ભોગ આપવો પડયો છે માટે આ સનાતન બ્રહ્મ મંડળના પ્રમૂખોને દુઃખ ભોગવવું પડે, એમાં કાંઇજ આશ્ચર્ય નથી, પણ ઉલટું એથી એમ સિદ્ધ થાય છે કે, એ કાર્ય સત્યનુંજ છે. પુજ્ય હેલીના બ્લેવેટસ્કી ઉપર અનેક પ્રકારના મીથ્યા આરોપ દુષ્ટ સ્વાર્થી સ્ત્રી પુરૂષોથી આવ્યા છતાં, પોતે પોતાના સત્ય માર્ગથી નહિં ડરતાં અન્ત સૂધી એ મંડળના કાર્યને અર્થે કષ્ટ સહન કર્યું હતું એવી રીતે થવાથી એ મંડળમાંના બીજા સંસ્કારી જનોનું એ મંડળ તરફ આકર્ષણ થઇ, તેમણે પણ પોતાના સર્વત્ર ઐહિક સુખનો ત્યાગ કરી, એ સનાતન ધર્મ મંડળની ઉન્નન્તિ કરવામાં પોતાનું તન, મન, અને ધન, અર્પણ કર્યું. તેમાં સુભાગ્યને લીધે મૂખ્ય ભોગ આપનારામાં હાલમાં પ્રસિધ્ધ આનાબાઇ (આનિ બીસેન્ટ)

છે. તેઓને પૂર્વે જડતત્વ વિદ્યાના જ્ઞાનથી ઇશ્વર ઉપર શ્રદ્ધા નહોતી, તે છતાં પોતાનાં પૂર્વ જન્મના શુભ કર્મને લીધે બાળ-પણથીજ જન કલ્યાણ અર્થે પોતે અતિ કષ્ટ સહન કરતાં હતાં એવાં ઘણાં શુભ કર્મોને લીધે ગુપ્ત ગુરૂદેવની શુભ પ્રેરણાના યોગે તે વિદૂષી બાઇનો સમાગમ પુજ્ય હેલીના સાથે થયો. તેમાં પ્રથમ એ સત્યશોધક આનાબાઇના જોવામાં મેડમ બ્લેવેટ્સ્કીનો ગુપ્ત જ્ઞાન સંહિતા (સીક્રેટડૉકટ્રીન) નામનો આગળ પ્રસિદ્ધ થવાનો ગ્રન્થ આવ્યો. તેમાં ઘણા અદ્‌ભૂત વિષયો છે. મૂખ્ય ઉપદેશ પૂર્વેના સર્વ ધર્મની સત્યતા, તેમાં વિશેષે હિન્દુ ધર્મનું અતિ અદ્‌ભૂત ગુહ્ય જ્ઞાન તથા પૂર્વેના મહાત્મા વીગેરેની અદ્‌ભૂત શક્તિ, ઇત્યાદિ, હાલની તત્વજ્ઞાન વિદ્યાથી સિદ્ધ કરેલું જોઇ, એ વિદૂષી આનાબાઇનું લક્ષ એ મંડળ તરફ થઇ એનાં સભાસદ થયાં પછી આગળ થો-ડાજ સમયમાં પોતે જૂના સ્નેહિ અને જૂની મંડળીઓનો ત્યાગ કરી પુજ્ય હેલીના સાથે આવી નિવાસ કર્યો અને તેમની પાસેથી કેટલુંએક ગુપ્ત શિક્ષણ પણ લીધું, એવી રીતે બીજા પણ કેટલાએક ઉત્તમ સંસ્કારી નિશ્ચયાત્મક બુદ્ધિ જ્ઞાન વાળા મી. સીનેટ, બર્ટ્રામકીટલી, પ્રોફેસર રીચર્ડસન, તથા મી. કુલ્ટન. અને મી. લેટ બીટર વીગેરે પુરૂષો તેમજ કેટલીક ઉત્તમ સંસ્કારી, વૉકમીનીસ્ટર, મીસ એડ્ગર, વગેરે પૂર્વજન્મ ના ઉત્તમ સંસ્કાર પામેલા જીવોએ સર્વસ્વ પોતાના ઐહિક સુખનો ત્યાગ કરીને એ મંડળનું શરણ લઇ, તેની ઉન્નત્તિને અર્થે તન, મન અને ધનનો ખર્ચ કરી, એક નિષ્ટાથી આગ્રહ પૂર્વક શુભ કાર્ય કરવાથી એ મંડળની વૃદ્ધિ થઇ, પૃથ્વીના ચારે ખંડમાં તેની શાખાઓ સ્થાપન થઇ, અને તેમાંના ઘણા સભાસદો પણ પોતે તન, મન અને ધનનો ભોગ એ મંડળના શુભ કાર્યાર્થે આપનારા થયા છે. તેથી ઘણા વિદ્વાનોનું લક્ષ ધર્મની સત્યતા શોધવા ઉપર લાગેલું છે. અને કેટલાએક પ્રા-

શ્રાત દેશના નિસ્પક્ષપાતી સત્ય શોધકો પુનર્જન્મ અને કર્મ એ બેઉ ઉત્તમ સિદ્ધાંતની સત્યતા માન્ય કરવા લાગ્યા છે. તેમજ માંશ મદિરા વગેરે અભક્ષ ખાન, પાન, ઉપરથી પણ તેમની પ્રીતિ ઓછી થઇ, વનસ્પતિના ખોરાક ઉપર તેમની સાથે બીજા ઘણા આગ્રહી સત્ય શોધકોનું મન લાગવાથી તેનું ગ્રહણ કરવા માંડયું છે. એવી રીતે પશ્ચિમ દેશના ઉત્તમ પુરૂષોના શુભ વર્તનની અસર આપણા આર્ય (હીન્દુ)માં ઘણી થવાથી તેઓને અભક્ષ ખાન, પાન, કરવાની ટેવ પડી હતી, તેમાંથી વિરક્ત થઇપોતાના નીર્ગુણ ખોરાક કરવા ઉપર પ્રીતિ થવા માંડી છે. એટલુંજ નહીં પણ પોતાના સ્વધર્મ ઉપર પણ નિષ્ટા થતી જાય છે. એવી રીતનો અતિ અદ્ભૂત ફેર ફાર માત્ર ૨૭ વર્ષના ટુંકા સમયમાં થયો છે. એ જોઇ કોઇ પણ કેવળ નિસ્કામ વ્રત્તિવાળા સત્ય શોધકો તેમજ શ્રદ્ધાળુ ધર્મનિષ્ટ સ્ત્રી પુરૂષોને નિશ્ચય થયા વિના રહેશે નહિં કે, આવી રીતનો અદ્ભૂત ફેરફાર માત્ર એક અબળા સ્ત્રી અને એક પુરૂપથી થઇ, શકેજ નહિ, તેથી તેમને કોઇપણ મહા પ્રતાપી જ્ઞાની અને સર્વ શક્તિમાન મહાત્મા (ફીરસ્તા) ની સહાયતા હોવીજ જોઇએ, તેમાં વિશેષ્યે કરી, એ બાબત વિષે હિન્દુઓને તો સંશયમાં રહેવાનું કારણ છેજ નહિ, કેમકે પરા પૂર્વેથી શાસ્ત્ર પુરાણોમાં અગાઉથી ચેતવણી આપેલી છે કે, જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે. ત્યારે ત્યારે ઇશ્વર અને અવતારી પુરૂષો પ્રગટ થઇ, ધર્મનું સ્થાપન કરી, અધર્મનો નાશ કરે છે. એ ઉપરથી પ્રિય ભાઇઓ–હાલનો કેવો કાળ છે, એનો વિચાર કરો. આપણે આપણા ઘરમાં- ન્યાતમાં, દેશમાં, જ્યાં જોઇએ છે, ત્યાં સર્વ ઠેકાણે સ્વાર્થ થઇ રહ્યો છે. તેથી સમભાવને બદલે વિશમભાવ એટલો બધો થયો છે કે પોતાના અલ્પ સ્વાર્થને અર્થે સ્ત્રી, પુરૂષ, ભાઇ, બેન, બાપ, દીકરા, રાજા, પ્રજા એ સઘળાં કપટ, છળ, ભેદ દગાબાજી અને

અન્તે નાશ કરવાને બદલે પણ આવું પાછું જોતાં નથી તેથી આપણી પ્રાપાંચીક, સામાજીક વગેરે ચારે સ્થિતી અધમ દશામાં આવી, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેનો માર્ગ ભૂલી ગયા છીએ, અને આપણને કર્મની શીક્ષા પણ મરકી અને દુષ્કાળ એ બેઉથી થઇ છે, અને થાય છે. ત્યારે શ્રી ભગવાનના વચન પ્રમાણે એવી પ્રેરણાની અગત્ય છે કે નહિ? ખરેખરી અગત્ય છેજ, એવું કોઇ પણ સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય પણ કહ્યા વિના રહેશે નહિં. અને એજ પ્રમાણે શ્રી કરૂણાનીધી આપણે પાછળ કહ્યા પ્રમાણે ગુપ્ત ગુરૂદેવે પૂર્વ જન્મમાં અતી ઉત્તમ સંસ્કારી વિદ્વાન આગ્રહી સત્ય શોધકો કર્નલ ઑલકોટ તથા માતા હેલીના દ્વારા પોતાની અદભૂત પ્રેરણા કરી, શુભ સંસ્કારના બીજોનું આરોપણ કરી, આગળ વિનાશ થતો અટકાવ્યો છે.

માટે સામ્પ્રત કાળના આપણા દેશના ઉત્તમ સંસ્કારી અને માનસીક જ્ઞાનવાળા સત્ય શોધકો તથા શ્રદ્ધાવાન ધર્મ પરાયણ સ્ત્રી પુરૂષોએ આવા સમયમાં ક્ષણભંગુર પંચ વિષયના સુખ ઉપર અધીક લક્ષ નહિં રાખતાં ઉપર કહેલા કેવળ પરોપકારી આગ્રહી પુરૂષ અને વિદૂષી બાઇના દ્રષ્ટાંત લઇ કેવળ નિષ્કામ વૃત્તિથી પોતાના તન, મન અને ધનનો ભોગ આપી, આપણે નિસ્તેજ થએલા અનાદિ કાળના સનાતન ધર્મનો અભ્યાસ પોતે કરી, બીજા સંસ્કારીઓને પોતે જે જાણેલું છે. તે કેવળ નિષ્કામ વૃત્તિથી જણાવશે તો આગળ હજી કળીયુગનું વિશેષ બળ આવવાનો સમ્ભવ છે. તેમાં સંસ્કારી જીવો ટકી રહી ધર્મની રક્ષા થશે. અને એવી રીતે જ્યારે જ્યારે અગત્યના સમયે એવા અવતારી પુરૂષો પ્રગટ થશે, ત્યારે ત્યારે આપણો પણ જન્મ તેવા સમયમાં થઇ, આપણી ન્યુનતા પરીપુર્ણ થઇ, જનસમૂહ ને સહાયતા કરતાં શાખીશું. એમ થવાથી અન્તે તે કરૂણાનીધી મહાત્માઓની

કૃપાને પાત્ર થઇ, અતી મહત્વનાં કાર્યો સ્વતંત્ર રીતે કરવાની શક્તિ આપણને આવી શકશે.

પ્રીય ભાઇઓ! વિચાર કરો કે આપણા મુળના સત્ય સનાતન ધર્મને અર્થે આપણે પૂજ્ય આનાબાઇ જેને સરસ્વતી નો અવતાર કહીએ તો પણ ચાલે, કેમકે તેણે હાલના ઉછરતા યુવાવસ્થાવાળા વિદ્યાર્થીઓને નીતિ અને ધર્મની ઉત્તમ કેળવણી આપવાના મૂખ્ય હેતુને લીધે આપણા પૂર્વના પવિત્ર કાશીક્ષેત્રમાં એક વિદ્યા મંદીર સ્થાપન કરવામાં પોતે કેટલો તન, મન, અને ધનનો ભોગ આપ્યો છે. અને હજી પણ આપ્યા કરે છે. તે છતાં આપણા દેશના ધનાઢય, પુરૂષો તેમજ રાજા અને જાગીરદારોનું લક્ષ હજી જોઇએ તેવું તેણી તરફ જતું નથી, તો સામન્ય મનુષ્યો જ્યારે ન્યાત જાતના લગ્ન વિવાહના કાર્યમાં ધનનો વ્યય કરે છે, તેમાંથી એવા કાર્યમાં તેઓને ખરચ કરવાનો વિચારજ આવે કયાંથી?

વળી એ કેવળ કરૂણાવાળી બાઇએ આપણી બ્રહ્મ સભાના શ્રધાવાળા ઉત્તમ સંસ્કારી બન્ધુઓ માટે જે ગુપ્ત શિક્ષણ પોતાને શ્રી ગુપ્ત ગુરૂદેવ તરફથી મળેલું છે. તે આપવામાં પણ પરિશ્રમ લઇ બીજા જન સમૂહ સારૂ દેશ પ્રદેશમાં કષ્ટ સહન કરી જઇ યોગ્ય વાખ્યાનો આપી તેમને ચેતાવે છે. એ સધળા ઉપર દ્રષ્ટી કરી બીજા વિવેકી પુરૂષોએ તન, મન, અને ધનના ભોગ એવાં શુભ કાર્યમાં આપતાં શીખી આપણા સંબંધવાળા શ્રદ્ધાળુ જનોને શુભ સંસ્કાર કરવા માટે કેટલો ભોગ આપવાની અગત્ય છે. એનો વિચાર તમે પોતેજ કરી જુઓ. **इति वचनामृतम्।**



# વચનામૃત ૧૫ મું.

આપણે પાછળ કહ્યા પ્રમાણે કેવળ પરોપકાર વૃત્તિવાળાં મેડમ બ્લેવટ્સ્કી અને કર્નલ ઑલકોટ એ બેઉએ પ્રથમ હિંન્દુસ્તાનમાં મુંબઇ શેહેરમાં નિવાસ કરવા પછી પરોપકારી કર્નલે કેવળ પરોપકારથી પોતાના તન, અને ધનનો ખરચ કરી, હિન્દુસ્તાનનાં મોટાં શેહેરોમાં જઇ સાં જાહેર સભામાં આવેલા યૂરોપીઅન તથા ઉત્તમ માનસીક કેલવણી પામેલા દેશીઓ સમક્ષ સનાતન ધર્મસભા (થીઓસોફી) એ વિષય પર ચિત્તવેધક ભાષણો આપવા માંડયાં. તેમાં મુખ્ય વાત સઘળા મનુષ્ય પ્રાણીમાં એક ઇશ્વરી અંશ જીવ રૂપે રહેલો છે. તે પુનરાવૃત્તિના નિયમ પ્રમાણે પ્રકૃતિના જડ પરમાણુંના સંબંધથી પોતાના સત્ય સ્વરૂપને ભૂલવા માંડયું, તેથી પુનરપી જન્મ મરણથી અનુભવ લેતાં લેતાં હાલની સ્થિતી પ્રાપ્ત થઇ છે, ઇત્યાદિ અતી ઉત્તમ વિષયો હાલની તત્વ વિદ્યા અને રસાયન વિદ્યાના દ્રષ્ટાંતોથી સિદ્ધ કરી શ્રોતા જનના મનનું સમાધાન કરવા માંડયું, તેમજ પુજ્ય હેલીના એ રાજ્યોગનાં તત્વો શ્રધ્ધાળુ વિદ્વાન પુરૂષોને જણાવવા માંડયા. તેમાં મૂખ્યત્વે કરી આત્માની ઉન્નત્તિને પામેલા મહાત્માઓની અતિ અદ્દભૂત શક્તિ વિષે નિશ્ચય કરાવવા પ્રયત્ન કરવા માંડયો. તેના દૃષ્ટાંતમાં હાલમાં યુરોપ અને અમેરીકામાં પ્રાણ વિનીમય અને પ્રેતાવાહન મંડળ (સ્પીરીચ્યુઆલીસ્ટ) લોકો મૃત પામેલા સ્ત્રી પુરૂષો સૂક્ષ્મ લોકમાંથી આ ભૂલોકમાં આવી સ્થુળ દેહ ધારી મનુષ્યોને કેટલાએક ચમત્કારો દેખાડી ખાત્રી કરી આપે છે કે મુવા પછી જીવની બીજી કાંઇ પણ સ્થિતી છે. એવી રીતનું મહાત્માઓનું શીક્ષણ નથી, પણ તેઓનું શીક્ષણ એવું છે કે, મનુષ્ય પ્રાણી સ્થુળ પંચ વિષય ઉપર આશક્તિ જેમ

કેટલાક આગ્રહી સભાસદોએ હાલની કેળવેણી પામેલી ઉ-તમ માનસીક જ્ઞાનવાળી પ્રજાને અધ્યાત્મ વિદ્યાનું ઉંચું જ્ઞાન આપવાનાં પુસ્તકો અંગ્રેજી ભાષામાં ઘણાં પ્રગટ કર્યાં છે, અને હજી પણ ગુજરાતીમાં ઘણાં થવા માંડયાં છે. તેમ અંગ્રેજી પુસ્તકનાં ભાષાન્તરો પણ ઘણાં થવા માંડયા છે એ પુસ્તકોમાં હાલમાં કેવળ પરોપકાર વૃત્તિવાળાં આનાબાઇએ અધ્યાત્મ વિદ્યાનાં શિક્ષણ સારૂ અંગ્રેજી ભાષામાં પ્રથમ પ્રવેશકને માનસીક વિદ્યાના ધોરણ પ્રમાણે કેટલાંએક પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે, એટલુંજ નહિ, પણ તેની સાથે ઉંચા રાજયોગના અનુભવી જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારા વિદ્યાર્થીઓ સારૂ પણ ઉત્તમ ગ્રંથો રચેલા છે. તેમજ હાલના સમયમાં એ મંડળના આગ્રહને લીધે હાલની ઉંચી કેલવણી પામેલાં સ્ત્રી પુરૂષોનું લક્ષ પણ એવાં પુસ્તકો વાંચવા ઉપર લાગેલું છે. એ સઘળું છતાં જેમ જેમ નવાં નવાં પુસ્તકોની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ નવી નવી બાબતો જાણવાની ઇચ્છા રાખનારા હાલના તરૂણ સ્ત્રી પુરૂષોની ઉત્કંઠા તે પુસ્તકો વાંચવાની એટલી બધી વધી ગઇ છે, કે કોઇ નવાં પુસ્તક વિષે ખબર મળી એટલે તે કોઇ પણ રીતે વાંચવું જોઇએ, એવી ઇચ્છા થવાથી તેને માટે કેટલાએક દ્રવ્યનો પણ ખરચ કરી, તે પુસ્તક એક છેડેથી બીજા છેડા સુધી વાંચી જતાં સુધી તે પુસ્તક ઉપર પ્રીતી રહે છે, પણ તે એક વખત વાંચી રહ્યા, એટલે તેને પોતાનાં પુસ્તકખાનાંમાં મૂકી દઇ ફરી તેને પ્રસંગ 'વિના સંભારતા પણ નથી. અને બીજાં નવાં નવાં પુસ્તકો વાંચવાની વૃત્તિ થયા કરે છે. એવી રીતે ઘણાં નવાં પુસ્તકો વાંચવાથી કેટલેક અંશે માનસીક જ્ઞાનની વિશેષ પ્રાપ્તી થઇ શકે છે. એટલુંજ નહિં પણ તે વાંચનારામાંથી કેટલાએકો તે વિષયોનાં ભાષાન્તરો કરી, તેનાં ભાષણો પણ મોટી મંડળીઓ

માં કરી, તે મંડળીના શ્રદ્ધાવાળા સ્ત્રી પુરૂષોને કેટલેક અંશે સન્તોષ પણ આપી શકે છે. પણ તેમાં કેટલાકોને પોતે માન મેળવવા અથવા પોતાના વખાણ થવાની ઇચ્છા રહે છે. એ સઘળાં કારણોને લીધે હાલમાં અધ્યાત્મ વિદ્યાના અને રાજયોગનાં અતિં ઉત્તમ પુસ્તકોનો અતિ આગ્રહથી અભ્યાસ કરી, તેનો અનુભવ કરવા થોડાંક સ્ત્રી પુરૂષો પ્રયત્ન કરે છે. તેથી આવા શુભ પ્રેરણાના સમયે જે કેવળ પરોપકારી શુભ ગુરૂ દેવ તરફથી કોઇ યોગ્ય પાત્રદ્વારા અતિ અમૂલ્ય અમૃત તુલ્ય જે પ્રસાદિ મળે છે. તે પ્રસાદિથી આપણે જન્મ મરણના ભયથી મુક્ત થઇ, આપણાં સઘળાં મનુષ્ય પ્રાણીનાં કલ્યાણને અર્થે કેવળ નિસ્કામવૃત્તિથી જેમ વ્યવહાર સારૂ તન, મન, અને ધનથી પરિશ્રમ કરીએ છીએ, તેમ એ શુભ પ્રેરણાના સાધનવડે શ્રદ્ધાવાળા જનસમૂહની ઉન્નત્તિ અલ્પ સમયમાં કરી શકીએ, પણ એ પ્રમાણે હાલમાં આપણી બ્રહ્મ સભાના કેટલાએક ભ્રાતૃઓ નહિં કરતાં માત્ર જે નવાં નવાં પુસ્તકો નીકળે તે એક વખત વાંચી ફરી તે ઉપર કાંઇ પણ લક્ષ આપતા નથી. તેથી તેનો સમ્પુર્ણ અનુભવ પોતાને મળી શકતો નથી, તો બીજાને તો તે અનુભવ કરાવી શકવાની શક્તિ આવી શકેજ ક્યાંથી. તેને લીધે આપણા મંડળના અતિ આગ્રહી અગ્રેસર વિદુષી આનાબાઇએ હાલમાં કેવળ પરમાર્થ દ્રષ્ટીથી નિતી અને ધર્મથી ભ્રષ્ટ થએલી આપણા દેશની આર્ય પ્રજાને પુનરપી તેનો શુભ સંસ્કાર કરવાના હેતુથી આપણા પવિત્ર કાશી ક્ષેત્રમાં એક મોટી પાઠશાળા (સેન્ટ્રલ હિન્દુ કૉલૅજ) પોતે તન, મન, અને ધનનો મહાન ભોગ આપી સ્થાપન કરી છે. અને તેથી લાભ પણ જણાવા માંડયો છે. તે છતાં આપણા દેશનાં રાજા, મહારાજા, તથા પૈસાવાળા ગૃહસ્થો એવા પરોપકારનાં શુભ કાર્યમાં જોઇએ તેટલી સહાયતા આપતા નથી. વળી એ પાઠશાળામાં હાલમાં જનારા વિદ્યાર્થીઓ બાલપણથી પોતાના

કેટલાક આગ્રહી સભાસદોએ હાલની કેળવેણી પામેલી ઉ-તમ માનસીક જ્ઞાનવાળી પ્રજાને અધ્યાત્મ વિદ્યાનું ઉંચું જ્ઞાન આપવાનાં પુસ્તકો અંગ્રેજી ભાષામાં ઘણાં પ્રગટ કર્યાં છે, અને હજી પણ ગુજરાતીમાં ઘણાં થવા માંડયાં છે. તેમ અંગ્રેજી પુસ્તકનાં ભાષાન્તરો પણ ઘણાં થવા માંડયા છે એ પુસ્તકોમાં હાલમાં કેવળ પરોપકાર વૃત્તિવાળાં આનાબાઇએ અધ્યાત્મ વિદ્યાનાં શિક્ષણ સારૂ અંગ્રેજી ભાષામાં પ્રથમ પ્રવેશકને માનસીક વિદ્યાના ધોરણ પ્રમાણે કેટલાંએક પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે, એટલુંજ નહિ, પણ તેની સાથે ઉંચા રાજયોગના અનુભવી જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારા વિદ્યાર્થીઓ સારૂ પણ ઉત્તમ ગ્રંથો રચેલા છે. તેમજ હાલના સમયમાં એ મંડળના આગ્રહને લીધે હાલની ઉંચી કેલવણી પામેલાં સ્ત્રી પુરૂષોનું લક્ષ પણ એવાં પુસ્તકો વાંચવા ઉપર લાગેલું છે. એ સઘળું છતાં જેમ જેમ નવાં નવાં પુસ્તકોની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ નવી નવી બાબતો જાણવાની ઇચ્છા રાખનારા હાલના તરૂણ સ્ત્રી પુરૂષોની ઉત્કંઠા તે પુસ્તકો વાંચવાની એટલી બધી વધી ગઇ છે, કે કોઇ નવાં પુસ્તક વિષે ખબર મળી એટલે તે કોઇ પણ રીતે વાંચવું જોઇએ, એવી ઇચ્છા થવાથી તેને માટે કેટલાએક દ્રવ્યનો પણ ખરચ કરી, તે પુસ્તક એક છેડેથી બીજા છેડા સુધી વાંચી જતાં સુધી તે પુસ્તક ઉપર પ્રીતી રહે છે, પણ તે એક વખત વાંચી રહ્યા, એટલે તેને પોતાનાં પુસ્તકખાનાંમાં મૂકી દઇ ફરી તેને પ્રસંગ વિના સંભારતા પણ નથી. અને બીજાં નવાં નવાં પુસ્તકો વાંચવાની વૃત્તિ થયા કરે છે. એવી રીતે ઘણાં નવાં પુસ્તકો વાંચવાથી કેટલેક અંશે માનસીક જ્ઞાનની વિશેષ પ્રાપ્તી થઇ શકે છે. એટલુંજ નહિં પણ તે વાંચનારામાંથી કેટલાએકો તે વિષયોનાં ભાષાન્તરો કરી, તેનાં છાપણાં પણ મોટી મંડળીઓ

માં કરી, તે મંડળીના શ્રદ્ધાવાળા સ્ત્રી પુરૂષોને કેટલેક અંશે સન્તોષ પણ આપી શકે છે, પણ તેમાં કેટલાકોને પોતે માન મેળવવા અથવા પોતાના વખાણ થવાની ઇચ્છા રહે છે. એ સઘળાં કારણોને લીધે હાલમાં અધ્યાત્મ વિદ્યાના અને રાજયોગનાં અતિં ઉત્તમ પુસ્તકોનો અતિ આગ્રહથી અભ્યાસ કરી, તેનો અનુભવ કરવા થોડાંક સ્ત્રી પુરૂષો પ્રયત્ન કરે છે. તેથી આવા શુભ પ્રેરણાના સમયે જે કેવળ પરોપકારી ગુપ્ત ગુરૂદેવ તરફથી કોઇ યોગ્ય પાત્રદ્વારા અતિ અમૂલ્ય અમૃત તુલ્ય જે પ્રસાદિ મળે છે. તે પ્રસાદિથી આપણે જન્મ મરણના ભયથી મુક્ત થઇ, આપણાં સઘળાં મનુષ્ય પ્રાણીનાં કલ્યાણને અર્થે કેવળ નિસ્કામવૃત્તિથી જેમ વ્યવહાર સારૂ તન, મન, અને ધનથી પરિશ્રમ કરીએ છીએ, તેમ એ ગુપ્ત પ્રેરણાના સાધનવડે શ્રદ્ધાવાળા જનસમૂહની ઉન્નતિ અલ્પ સમયમાં કરી શકીએ, પણ એ પ્રમાણે હાલમાં આપણી બ્રહ્મ સભાના કેટલાએક ભ્રાતૃઓ નહિં કરતાં માત્ર જે નવાં નવાં પુસ્તકો નીકળે તે એક વખત વાંચી ફરી તે ઉપર કાંઇ પણ લક્ષ આપતા નથી. તેથી તેનો સમ્પુર્ણ અનુભવ પોતાને મળી શકતો નથી, તો બીજાને તો તે અનુભવ કરાવી શકવાની શક્તિ આવી શકેજ ક્યાંથી. તેને લીધે આપણા મંડળના અતિ આગ્રહી અગ્રેસર વિદુષી આનાબાઇએ હાલમાં કેવળ પરમાર્થ દ્રષ્ટીથી નિતી અને ધર્મથી ભ્રષ્ટ થએલી આપણા દેશની આર્ય પ્રજાને પુનરપી તેનો શુભ સંસ્કાર કરવાના હેતુથી આપણા પવિત્ર કાશી ક્ષેત્રમાં એક મોટી પાઠશાળા (સેન્ટ્રલ હિન્દુ કૉલેજ) પોતે તન, મન, અને ધનનો મહાન ભોગ આપી સ્થાપન કરી છે. અને તેથી લાભ પણ જણાવા માંડયો છે. તે છતાં આપણા દેશનાં રાજા, મહારાજા, તથા પૈસાવાળા ગૃહસ્થો એવા પરોપકારનાં શુભ કાર્યમાં જોઇએ તેટલી સહાયતા આપતા નથી. વળી એ પાઠશાળામાં હાલમાં જનારા વિદ્યાર્થીઓ બાલપણુથી પોતાના

ઘરમાં તથા બીજી શાળાઓમાં જતા વિદ્યાર્થીઓના સમૂહમાં રહેવાથી અને પુર્વે કાંઇ પણ નીતિ ધર્મની કેળવણી નહિં મળવાથી આ ઉત્તમ પાઠશાળામાં જવા છતાં અને ત્યાં નીતિ અને ધર્મનું શીક્ષણ મળવા છતાં તે વિદ્યાર્થીઓમાંથી કેટલાએકોનાં અંતરમાં રહેલા મલીન વિકારો પ્રસંગ મળેથી ઉશ્કેરાઇ તે પ્રમાણે વર્તણુંક પણ અશુભ થઇ જાય છે. માટે એવા વિદ્યાર્થીઓ સારૂ હાલમાં વધારે શ્રમ અને સમયનીતિ ધર્મનું જ્ઞાન આપવામાં કાઢવાથી આગળ શુભ અસર જલદી થવાનો સમ્ભવ છે. તેને માટે જે વિવેકી વિચારવાળા આપણા દેશના ધનવાન અને વિદ્વાન છતાં ધર્મ ઉપર નિષ્ઠાવાળા આગ્રહી પુરૂષો છે, તે જો પોતાનાં ગામો અને શેહેરોમાં પ્રથમ બાળક અને બાળકીઓને નીતિ ધર્મનું કાંઇ પણ થોડું ઘણું શીક્ષણ આપવા સારૂ શાળા કાઢી તેમાં કેવળ પરોપકારી શ્રદ્ધાવાળા ધર્મનિષ્ટ શીક્ષકો રાખી પૂર્વેથી આર્યની પદ્ધત્તિ પ્રમાણે શીક્ષણ આપે તો તેમાંથી કાંઇક નીતિ ધર્મની પહેલી છાપવાળા વિદ્યાર્થીઓ કાશી ક્ષેત્ર જેવી મોટી પાઠશાળામાં જાય તો પ્રથમ મળેલા નીતિ ધર્મનાં બીજોને પોષણ મળી તેની વૃદ્ધિ અલ્પ સમયમાં થઇ તે પ્રમાણે વર્તણુંક પણ કરવાનો સમય આવે. **इति वचनामृतम् ।**

---

## वचनामृत १६ मुं

---

પરમપ્રીય બન્ધુઓ—એવી રીતે મૂર્ખત્વે કરી આપણા દેશના કેવળ નિસ્તેજ થએલા આર્યોની પૂર્વવત્ ઉત્તમ સ્થિતી

થઇ ધર્મ, અર્થ, કામ અને અન્તે મોક્ષની પ્રાપ્તી થવાનાં શુભ હેતુથી આપણા પુરાણ પ્રસિદ્ધ ચી. મહાત્માઓની પરીપૂર્ણ કરૂણાને લીધે આવા વિપરીત કાળનાં સમયે યોગ્ય જણાએલાં પાત્રોદ્વારા પૂર્વેના લય પામેલા રાજવિદ્યાના તત્વોનું સાધન આપવાના સાધનોની પરીપુર્ણતા કરી, તેમજ આપણે સંસ્કાર પામેલા બ્રહ્મ મન્ડળના સભાસદો છતાં તેનો સમ્પુર્ણ લાભ લેવાઇ શકાતો નથી, પણ બીજા અલ્પ સંસ્કારીઓની પેઠે અધ્યાત્મ અને રાજવિદ્યાના નવા નવા વિષયોનું માત્ર માનસીક જ્ઞાન મેળવવા સારૂ નવાં પુસ્તકો જે મળે તે માત્ર વાંચવાં અથવા સાંભળવાં એટલુંજ પોતાનું કર્તવ્ય સમજી આગળ બીજા નવા વિષયો વાંચવા અને જાણવાની જીજ્ઞાસા ઘણી રહે છે. પરન્તુ જેટલું વાંચ્યું અથવા સાંભળ્યું તેટલું આપણી ધર્મમાતા હેલીનાની આજ્ઞા પ્રમાણે મનન કરી, તેનો નિદીધ્યાસ કરતા નથી, તેથી તેનો સાક્ષાત્કાર એટલે શુભ પરીણામ જલદી આવેલું જણાતું નથી, માટે એવી રીતે થવાનું શું કારણ તેનો આ પ્રસંગે વિશેષ વિચાર કરવાની અગત્ય છે. આપણા દેશનાં બાળકોને પ્રથમ કેળવણી નિસ્કામ વૃત્તિનાં ગુરૂદ્વારાથી અથવા પોતે આપવા પહેલાં વેદાન્તમાં કહેલા મૂખ્ય વિવેક, વૈરાગ્ય, ષડ્ સંપતિ, અને મુમુક્ષુતા એ સાધન ચતુષ્ટયનો ઉપદેશ મળતો હતો, તે હાલમાં નષ્ટ પામવાથી માત્ર કાંઇ પણ પુસ્તક વાંચી સમજી અને તેથી મંડળમાં ભાષણો કરવાની શક્તિ આવી એટલામાંજ સમાધાન પામી, સન્તોષ મનાય છે. માટેજ હાલમાં આપણા દયાળુ આનાબાઇએ પણ પોતાનાં અમુલ્ય પુસ્તક "શીષ્યનો માર્ગ" (પાથ ઓફ ડીસાઇપલશીપ)માં એ સાધન ચતુષ્ટય ઉપર ગુપ્ત વિદ્યાના વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચેલું છે. માટે પ્રીય ભાઇઓ—આ જન્મમાં કાંઇ પણ અનુભવી જ્ઞાન પ્રાપ્ત કરી, તેનો ઉપયોગ બીજાને કરાવવાની શક્તિ મેળવવાની છે, તેણે તો પ્રથમ ઉપર જણાવ્યા

પ્રમાણે સાધન ચતુષ્ટયથી પોતાની વૃત્તિ અને વર્તણુંક દૃઢ કરવી, તેમાં પ્રથમ વિવેક એટલે સત્ય અસત્ય, લાભ હાની, એનું યથાર્થ જ્ઞાન મેળવવાની અગત્ય છે, એટલે આપણે જે કાર્ય કરીએ છીએ, તેનું પરીણામ કેવા પ્રકારનું આવશે એનો સત્ય નિશ્ચય પ્રથમ કરવાની અગત્ય છે. પછી વૈરાગ્ય એટલે આપણા પંચ વિષયની અપરીમીત તૃષ્ણાથી આપણે અજ્ઞાનને લીધે કેટલી હાની થાય છે, તે જાણી લઇ, તે તૃષ્ણાને પોતાને સ્વાધિન રાખી તેના ઉપર વિશેષ લક્ષ નહિં આપતાં સામાન્ય પુરૂષાર્થ કરવાથી જે પ્રાપ્ત થાય, તેમાં સન્તોષ માની રાજવિદ્યાનો અભ્યાસ જારી રાખીએ તો આગળ પછી ષડ્ સંપત્તિ પ્રાપ્ત કરવામાં ઘણો શ્રમ પડશે નહિં. એ ષડ્ સંપત્તિમાં (૧) શમ, (૨) દમ, (૩) ઉપરતિ, (૪) તિતીક્ષા, (૫) સમાધાન, (૬) શ્રદ્ધા, એની અતી મોટી અગત્ય આપણાં શીક્ષાગુરૂ આનાબાઇએ દર્શાવેલી છે.

૧ શમ—એટલે મનને સ્વાધિન રાખી આમતેમ બીજા વિચારમાં ભટકવા નહિં દેતાં પોતાના ધારેલા વિષય અને શુભ કલ્પનાથી પોતાને તથા આસપાસનાને લાભ થાય, એવા શુભ વિચાર કરવામાં મનને રોકવું તે.

૨ દમ—એટલે પોતાની બાહ્ય અને પંચ અંતર ઇન્દ્રીયોને પોતાને સ્વાધીન રાખવી, પણ તે ઇંદ્રિયોને સ્વાધીન પોતે નહિ થવું તે.

૩ ઉપરતિ—એટલે સમ્પૂર્ણ ધૈર્યતા રાખી મનુષ્યના દુર્ગુણ ઉપર લક્ષ નહિં રાખતાં તેનાં અંતરનાં કાંઇ પણ શુભ ગુણોનો વિચાર કરી સઘળામાં સત્યતા જોવાનો પ્રયત્ન કરવો.

૪ તિતીક્ષા—પોતાના કર્માનુસાર માન અપમાન સુખ દુઃખ, વ્યાધી ઇત્યાદિ વિપરીત સમયે તેને સહન કરી, ભોગવી લઇ, તેવાં કર્મનો ક્ષય કરવો. અને એમ સમજવું કે આવી રીતે પૂર્વેનાં અશુભ કર્મ ભોગવ્યાથી કર્મનો બોજો ઓછો

થયો છે. તેથી ખેદને બદલે ઉલટો આનંદ માની એ ગુણની દઢતા કરવી.

૫ શ્રદ્ધા—એટલે તેમાં મૂખ્ય આપણે જણાવ્યા પ્રમાણે આપણા ગુપ્ત ગુરૂદેવની શુભ પ્રેરણાથી અદ્દભૂત કાર્યો થઇ શકે છે. અને એથીજ મારૂં અંતઃકરણ શુદ્ધ થાય છે. એવો દઢ સત્ય નિશ્ચય કરવો, પણ બીજી કોઇ રીતે અજ્ઞાની જનોની પેઠે અન્ધ શ્રદ્ધા રાખવી નહિં, એવી રીતે જ્ઞાનથી નિશ્ચય કરી કેવળ સાત્વીકી શ્રદ્ધા થશે, તોજ પોતાનાં અશુભ કર્મનું ભોગાયતન કરવાના સમયે જોઇએ તેટલી શ્રદ્ધા રહી, ધૈર્યતાનો ભંગ નહિં થતાં સત્ય માર્ગથી ભ્રષ્ટ થવાશે નહિં. અને ગમે તેવા આફતના સમયે પણ શુભ કૃત્યો કરી આનંદમાં રહેવાઇ શકાશે. અને તેમ થવાથી અન્તે ગુપ્ત ગુરૂદેવની સમ્પુર્ણ પ્રીતીને પાત્ર થવાથી અતી અદ્દભૂત લાભ વગર ઇચ્છાએ થઇ શકશે.

૬ સમાધાન—એને વિષે એમ સમજવાનું છે કે મનની સમ્પૂર્ણ સ્થિરતા, સમાનતા રાખી સર્વ પ્રસંગે આનન્દ રહે, એવી રીતે ષડે ગુણ પ્રાપ્ત થયા પછી સાધન ચતુષ્ટયનું છેલ્લું પગલું જે મુમુક્ષુતા, તે પ્રાપ્ત કરવાને વિશેષ અવકાશ લાગશે નહિં, અને કર્મ, તથા જન્મ મરણના બંધનથી આ જન્મ-માંજ મુકત થતાં આગળ ઉંચી દીક્ષા પ્રાપ્ત કરી શકાશે. અને તેમ થવાથી ગુપ્ત ગુરૂદેવની સમક્ષ, સાનિધ્ય થવાનો પણ પ્રસંગ આવશે.

આ ઉપરથી જે ઉત્તમ સંસ્કારી ભક્તો તથા ઉત્તમ માનસીક જ્ઞાનવાળા નિસ્પક્ષપાતી સત્ય શોધકો હશે, તેમને તો એમાં કોઇ પણ પ્રકારે સંશય રહેશે નહિં, અને તેમને એમ જણાશે કે આપણા માનસીક તેમજ નિશ્ચયાત્મક બુદ્ધિ જ્ઞાનની ઉન્નતિ થઇ, અન્તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેની પ્રાપ્તી કરી લેવાનું મૂખ્ય પગથીઉં એ સાધન ચતુષ્ટયજ છે.

વળી આપણે વિચાર કરીશું તો જણાશે કે આપણી આર્ય દેવ ભૂમીમાંથી એ અતી અગત્યનાં સાધન ચતુષ્ટય ઉપર લક્ષ આપવાનું ઓછું થતું ગયું. ત્યારથી આપણી પ્રાપાંચીક, સામાજીક વગેરે ચારે સ્થિતી નીર્બળ થતાં થતાં હાલમાં અતિ નિર્માલ્ય અને અધમ દશા પ્રાપ્ત થવાનો સમય આવી, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચારેમાંથી એકેની પણ પરીપૂર્ણ ઉન્નત્તિ થઇ શક્તિ નથી, એવી સ્થીતી ઘણા લાંબા કાળથી થતી આવી છે. તેથીજ એવા ધર્મના લોપ થવાના સમયે તેની રક્ષા કરવા સારૂ અવતારી પુરૂષો અને બીજા જીવન મુકતો અધર્મનો નાશ કરી, ધર્મનું સ્થાપન કરતા હતા. તો પણ આ કલીયુગને વિષે આજ લગી એવા પર-દુઃખભંજન આચાર્યો વગેરે મહાન પુરૂષોએ પણ એ અમુલ્ય અગત્યના સાધન ચતુષ્ટયનો ઉપદેશ શ્રદ્ધાળુ ભકતોને કરી, તેમનું લક્ષ તેણી તરફ દોરવ્યું નથી, એના મૂખ્ય કારણનો આપણે ધૈર્યતાથી વિચાર કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે શ્રી કૃષ્ણ ભગવાને જણાવેલું છે કે ઇક્ષ્વાકુના કાળ પછી રાજ વિદ્યાનો લય થયો છે. છતાં અર્જુનને કહ્યું કે તું મારો પરમ પવિત્ર સંસ્કારી ભક્ત છે. તેથી તેનાં મૂળતત્વો તને કહું છું. એ ઉપરથી આપણને જણાશે કે તે કાળમાં પણ જનસમુહ રાજ વિદ્યા પ્રાપ્ત કરવાને સઘળી રીતે લાયક નહોતા. તેથીજ મહાભારતનું મોટું યુદ્ધ તથા જાદવાસ્થળી થઇ, મનુષ્યનો મોટો સંહાર થયો. એવી રીતે અત્યાર સુધી થતું આવેલું છે. તેથી સાધન ચતુષ્ટયના અતી કઠણ માર્ગ ઉપર જન સમૂહનું લક્ષ ધર્માધીકારીઓએ દોરવ્યું નથી, પણ ભીન્ન ભીન્ન કાળને અનુસરી તેને યોગ્ય ધર્મનો ઉપદેશ કરી, તે ઉત્તમ પરોપકારી પુરૂષોએ જન સમૂહને ધર્મની કાંઇક મર્યાદામાં રાખ્યા, પરન્તુ છેક ભ્રષ્ટ થવા દીધા નહિં, પણ હાલમાં કળીનાં પાંચ હજાર વરસની સંધીનો કાળ છે.

એમાં પાંચે ઇંદ્રીયોની સમ્પૂર્ણ રીતે ઉન્નતિ થવાથી માનસીક જ્ઞાનનો પ્રકાશ કાંઇક વિશેષ થતો જણાય છે, તેથી સ્વાભાવિક રીતે ઉંચા માનસીક જ્ઞાનવાળા સ્ત્રી પુરૂષોને કાંઇક વિવેક આવવાથી પોતાનાં અધીક જ્ઞાન અને સત્ય જણાએલાં સુખને અર્થે શમ, દમ, વગેરે કેટલુંએક કષ્ટ સહન કરવાની વૃત્તિ થએલી જણાય છે. એ ઉપરથી હાલના કાળમાં ઉપર જણાવેલા સાધન ચતુષ્ટયનું જ્ઞાન આપવાનું અનુકુળ છે. એવા દીર્ઘ દ્રષ્ટીવાળા આપણા ગુપ્ત ગૃરૂદેવને જણાવાથી તેમની ગુપ્ત શુભ પ્રેરણા આનાબાઇ જેવાં ઉત્તમ શુભ સંસ્કારી પાત્ર દ્વારા થવાથી તેમણે એ સાધન ચતુષ્ટય તથા બીજા રાજ વિદ્યાનાં અગત્યનાં તત્વો જણાવેલાં છે, તે આપણે ઉપર કહેલા શીસ્યના માર્ગ (પાથ ઓફ ડીસાઇપલશીપ)ના ગ્રંથમાં પ્રસિદ્ધ કહેલા છે. તેથી આવા અનુકુળતાના સમયમાં નિસ્પક્ષપાતી ઉત્તમ માનસીક જ્ઞાનવાળા સત્ય શોધકોમાં મુખ્યત્વે કરી આપણા બ્રહ્મ મંડળ સભાનાં સભાસદોએ એ સાધન ચતુષ્ટયની દ્રઢતા કરી હાલમાં જે શીક્ષણ મળે છે, તેનો મનવાણી અને દેહ એ ત્રણેથી અભ્યાસ કરશે તોજ આ જન્મમાં ઉંચી સ્થિતીના અનુભવ જણાવાનો સમય સમીપ આવશે. નહિં તો આગળ કલીના વિશેષ બળના સમયે આપણે થએલા શુભ સંસ્કારથી ભ્રષ્ટ થવાથી ગુપ્ત ગુરૂદેવની શુભ પ્રેરણા આવતી બન્ધ પડશે, માટે એ ઉપર લક્ષ આપવાની ગુપ્ત વિધાના વિદ્યાર્થીઓને તો અવસ્ય અગત્ય છે.

इतिवचनामृतम्

# वचनामृत १७ मुं.

પરમ પ્રીય ભાઇઓ—તમારે એટલું તો નિશ્ચય લક્ષમાં રાખવાનું છે કે હાલમાં સનાતન ધર્મ મન્ડળ (થીઓસોફી-

કલ સોસાયટી)થી હાલમાં નિસ્પક્ષપાતિ સત્ય શોધકોને તથા ધર્મ ઉપર કાંઇ પણ આસ્તાવાળા સ્ત્રી પુરૂષોને જણાવા માંડયું છે કે આખી પૃથ્વીના અતી મોટા પ્રાચીન ધર્મમાં જે મૂખ્ય સત્યતાઓ કહેલી છે. તે સઘળા ધર્મોમાં સમાનજ છે. તેમાં કોઇ પણ પ્રકારનો વિરોધ નથી, પણ પાછળથી જેમ જેમ પંચ વિષયની વાસના વૃદ્ધિને પામતી ગઇ, અને સ્વ-દેહાભિમાનની વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ માત્ર પોતાના મત પંથમાં કહેલી સઘળી બહારની ક્રિયા અને કરવાનાં કર્મની જે આજ્ઞા કરેલી છે, તેજ સત્ય માની બીજાના ધર્મની બહારની ક્રિયા, કર્મ, ખોટાં ગણવાથી એક બીજા સાથે વિરોધ અને દ્વેષ બુદ્ધિ ઉત્પન્ન થઇ, અન્તે ધર્મને અર્થે ભયંકર યુદ્ધ કરી, એક બીજાનો નાશ પણ કર્યો છે, તે આપણને પ્રાચીન ઇતીહાસોથી સ્પષ્ટ જણાય છે. હાલમાં જન સમૂહની વૃત્તિ પંચવિષયના સુખ પ્રાપ્ત કરવામાંજ લુબ્ધ થઇ ગઇ છે, તેમ છતાં કેટલાએક કાંઇક સંસ્કારવાળા જે છે તે પોતાના ધર્મ અને મત પંથમાં કહેલી વાતો સત્ય માની બીજા ધર્મ અને મત પંથના કર્મ અને ધર્મ ઉપર લક્ષ નહિં આપતાં જે ધીક્કારની દ્રષ્ટીથી જેવાનો અભ્યાસ પડયો હતો, તે સનાતન ધર્મ મન્ડળના પરિશ્રમથી દૂર થઇ, આપણે ઉપર કહ્યા પ્રમાણે હાલમાં સત્ય શોધકોને જણાવા માંડયું છે કે સઘળા ધર્મમાં જે એક મૂળ સામાન્ય સત્યતા રહેલી છે, તેનું ગ્રહણ કરી, સર્વે જાતીનાં મનુષ્યમાં ધર્મ સંબંધી કાંઇ પણ ભેદ નહિં ગણતાં પરસ્પર ભ્રાતૃ ભાવથી વર્તવાનો અભ્યાસ પડશે, તોજ આપણી ચારે નીર્બળ થએલી સ્થિતી સુધરી અખન્ડ અને અવિનાશી સુખ પ્રાપ્ત થશે. એવી કાંઇક શ્રદ્ધા થવા માંડી છે, તેથી એ મન્ડળના મૂખ્ય ગુપ્ત ગુરૂદેવની અદ્‌ભૂત વિદ્યુત ગુપ્ત પ્રેરણા પૂર્વેના અતિ ઉત્તમ સંસ્કારી અને કેવળ નિસ્કામ વૃત્તિથી જન-

સમૂહને આ લોક અને પરલોકનાં ઉત્તમ સાધનો નિર્મળ થએલાં સ્ત્રી પુરૂષોનાં અંતઃકરણમાં પ્રવેશ થવાથી તેમને અનુકુળ આવે, એવા તત્વ જ્ઞાનનાં સિદ્ધાંત સહિત ઘણાં પુસ્તકો તૈયાર થયાં છે. અને બીજાં નવાં પણ થતાં જાય છે, તેમાં હાલમાં કેવળ નિસ્કામ વૃત્તિથી તન, મન, અને ધનનો ભોગ આપી, ધર્મનું કામ કરવામાં મૂખ્ય વિદૂષી આનાબાઈએ હાલનાં અધ્યાત્મ મન્ડળના પ્રથમ વિદ્યાર્થી સારૂ પુસ્તકો કેલવણીના ધોરણ પ્રમાણે અંગ્રેજી ભાષામાં કરેલાં છે. તેમાંથી કેટલાએકનાં ભાષાન્તરો પણ થએલાં છે, તેનો આગ્રહ પૂર્વક અભ્યાસ કરી, ને પ્રમાણે વર્તવાથી આ જન્મમાં અતી ઉત્તમ લાભ થવાનો સમ્ભવ છે. તેમજ આપણા દેશના શ્રદ્ધાવાળા હિન્દુ ધર્મના સઘળા માર્ગના આશ્રીતોને અનુકુળ આવે, એવા ધર્મનાં ધોરણવાર શીક્ષણની અવશ્ય અગત્ય જાણી આ માર્ગોપદેશ નામના લઘુ પુસ્તકમાં તે પ્રમાણે કરવાનો પ્રયત્ન કરેલો છે. તેમાં પાછલા વચનામૃતોમાં જેટલી સૂચના આપેલી છે, તે સઘળી સનાતન સત્ય ધર્મમાં પ્રવેશ કરનારા રાજ વિદ્યાના વિદ્યાર્થીઓને અવશ્ય અનુભવ કરી દ્રઢ કરવાની છે. અને એ પ્રમાણે પ્રથમ કરવાનો અભ્યાસ પડવાથી પોતાની પ્રાપાંચીક વર્તણુંકમાં પણ કાંઇક શુભ ફેરફાર થયા પછી આગળ રાજ વિદ્યાનાં આગ્રહી વિદ્યાર્થીઓને ઉંચી દિક્ષા ગ્રહણ કરવાનાં સાધનો પ્રાપ્ત કરવાને અભ્યાસ કરવાનો છે, તે સઘળાની અલ્પ સૂચના આપણે વારંવાર આપેલી છે કે, સનાતન ધર્મ મન્ડળવાળાઓએ મનુ ભગવાને કહેલા ધર્મ અને અધર્મનાં લક્ષણોની મર્યાદામાં રહેવાની અવશ્ય અગત્ય છે, તેથી તેમને નિત્યના અભ્યાસ સારૂ એ ધર્મ અને અધર્મનાં લક્ષણોના "પટ" પ્રસિદ્ધ કરેલા છે. તે પોતાનાં મૂખ્ય સેવાનાં એકાન્ત સ્થાનમાં રાખી નિત્ય બાહ્ય અને અંતર શુદ્ધ વૃત્તિ કરી એ ધર્મ અધર્મનું મનન કરી તે પ્રમાણે વ્યવ્હારમાં વર્તવાનો નિશ્ચય

કર્યા પછી પુજા સેવાની વિધી એક નિષ્ઠાથી કરી, પોતાના ઇષ્ટ અને ગુરૂ દેવનું ધ્યાન અને સ્મરણ કરવું, એ રાજ વિદ્યાના પ્રથમ વિદ્યાર્થીનું નિત્ય કર્મ છે. એ કરવાનો અભ્યાસ પડવાથી આગળ ધારણા એટલે મન ઉપર સત્તા બેસાડી શકાશે. એટલે આમ તેમ ભટકતા મનને ખેંચી લાવી સ્થિર કરી શકાશે. એમ થવાથી પોતાના ઇષ્ટ અથવા ગુરૂ દેવના ધ્યાન કરવાના કામમાં લક્ષ બેસશે. એ પ્રમાણે થયું એટલે આપણી પોતાની વર્તણુંક પણ બદલાવા માંડી પોતા પ્રત્યે પોતાના કુટુંબ તથા ન્યાત જાત અને જનસમુહ પ્રત્યે પોતાનું કર્તવ્ય સત્ય ધર્મ શું છે, એ યથાર્થ સમજાઇ તે પ્રમાણે વર્તવાની ઇચ્છા થશે તેમ થવાથી એ વિદ્યાર્થીને આપણે પાછળ જણાવ્યા પ્રમાણે પંચ યજ્ઞ પણ કરવાની વૃત્તિ થશે.

સામ્પ્રત કાળમાં કાંઇ પણ યજ્ઞ યાગાદિક કરવાની પદ્ધતિ ચાલી છે. તે પૂર્વેનાં અતિ-પ્રાચીન કાળની પદ્ધત્તિ પ્રમાણે નથી, પરન્તુ પોતાના ઐહિક અને સ્વર્ગના સુખ અને ભોગને અર્થે અગ્ની, મરૂત, વરૂણ, આદિક દેવતાઓનાં યજનો થાય છે, અને તેમાં પણ તાંત્રિક વિદ્યાવાળા કેવળ સ્વાર્થી પુરૂષોએ ઘણો ભેળસેળ કરી ભૂત પીશાચાદિક શુદ્ર દેવતાના યજ્ઞ કરી, તેમને તૃપ્તી કરી, પોતાની વાસના પૂર્ણ કરવાનો હેતુ રાખેલો હોય છે. તેથી કળીયુગના મનુષ્યો સારૂ શ્રી કૃષ્ણ ભગવાને જે યજ્ઞ કરવાની પદ્ધતિ કહેલી છે, તે ઉપર લક્ષ આપતા નથી, માટે તેની અલ્પ સુચના આ પ્રસંગે આપવાની અગત્ય છે.

શ્રી કૃષ્ણ ભગવાને દ્રવ્ય, વનસ્પતિ અને ઘ્રતાદિકના હોમ કરી યજ્ઞ કરવાના કહ્યા છે. તેમાં શ્રેષ્ટ જ્ઞાન યજ્ઞને કહ્યો છે. ભગવદ્ ગીતાના અધ્યાય ૪ શ્લોક ૩૩માં કહ્યું છે કે—

**श्रेयान्द्रव्य मयाद्यज्ञा ज्ज्ञान यज्ञःपरंतपः ।**
**सर्वं कर्मा खिलं पार्थ ज्ञाने परि समाप्यते॥३३॥**

વળી શ્લોક ૩૭ તથા ૩૮માં કહ્યું છે કે—

यथै धांसि समिद्धोग्नि भस्म सात्कुरुतेर्जुन ।
ज्ञानाग्निः सर्व कर्माणि भस्म सात्कुरुते तथा ॥३७॥
नहिं ज्ञानेन सदृशं पवित्र मिह विद्यते ।
तत्स्वयं योग सं सिद्धः कालेनात्मनि विंदति ॥३८॥

જ્ઞાન યજ્ઞમાં મૂખ્ય અધ્યાત્મ અને બ્રહ્મ વિદ્યાનું જ્ઞાન પોતે પ્રાપ્ત કરી, તે જ્ઞાન પોતાથકી ઓછા જ્ઞાનવાળા શ્રદ્ધાળુ સંસ્કારી ભકતોને કેવળ નિશ્કામ વૃત્તિથી પોતાના તન, મન, અને ધનનો ખર્ચ કરીને પણ આપવું તે સત્ય જ્ઞાન યજ્ઞ કહેવાય છે. એવા જ્ઞાન યજ્ઞથી પોતાનું અંતઃકરણ નિર્મળ થઇ તે અંતઃકરણની ગુહામાં રહેલી અતી પ્રકાશમાન સર્વજ્ઞ આત્મજ્યોત્તિ યોગ્યકાળે પ્રગટ થઇ અદ્‌ભૂત શકિત વગર ઇચ્છાએ પ્રાપ્ત થઇ ઉત્તમ શુભ કાર્યો કરી શકવાની શક્તિ આવે છે.

શ્રી કૃષ્ણ ભગવાને જ્ઞાન યજ્ઞ સર્વથી શ્રેષ્ટ કહી, તે પ્રમાણે વર્તવાથી આપણે બીજા આવી પડેલાં સઘળાં વ્યવ્હારનાં કર્મો જે કરીએ છીએ, તે સઘળાં એવા જ્ઞાન યજ્ઞ કરવાથી બળી જાય છે, એમ કહેલું છે. જ્ઞાન શબ્દથી સામાન્ય ઉંચું માનસીક જ્ઞાન સમજવાનું નથી, પરન્તુ નિશ્ચયાત્મક બુધ્ધી જ્ઞાન, બ્રહ્મ જ્ઞાન સમજવાનું છે. અને તે પ્રાપ્ત કરવા સારૂ મહેશ્વર એટલે ઇશ્વરના ઇશ્વર એક અખન્ડ અવિનાશી, અદ્વૈત, સર્વેના મૂળ કારણરૂપ તે મહેશ્વર સમજવાના છે. તેનું ધ્યાન અને ઉપાસના કરવાની રાજ વિદ્યાના વિદ્યાર્થીને અવશ્ય અગત્ય છે, તેથી જગદ્‌ગુરૂ શ્રી શંકર સ્વામીએ શીવના પંચાક્ષર મંત્રથી ધ્યાન કરવાની આજ્ઞા કરી છે. કેમકે એ મંત્રમાં અતી ગુપ્ત ગુહ્ય જ્ઞાન રહેલું છે. તેથી તેમાં અતી અદ્‌ભુત શક્તિ પણ સમાએલી છે. એની કેટલીએક સૂચનાં એ પંચાક્ષર મંત્ર ઉપર શ્રી શંકર સ્વામીએ જે પાંચ શ્લોકથી ટીકા કરી છે,

તેમાંથી આ પ્રસંગે એ પંચાક્ષર મંત્રનો પ્રથમ અક્ષર જે નકાર છે, તેમાં અતી અદ્દભૂત ગુહ્ય રહસ્ય રહેલું છે. તે જણાવવાથી શ્રદ્ધાળુ ભકતોને ધ્યાન કરવાના સમયે કેટલીએક સત્યતા મળી અતી ઉત્તમ લાભ થશે. માટે તે લક્ષ પૂર્વક સાંભળો—

**नागेन्द्र हाराय त्रिलोचनाय, भस्मांगरागाय महेश्वराय. नित्याय शुद्धाय दिगंबराय, तस्मै न कारायनमः शिवाय ॥**

એ શ્લોકમાં પ્રથમ **नाग** એનો અર્થ છૂટો કરતાં એવો થાય છે કે, **गच्छ तिन:** એ બે ચલન શકિત વિનાની જડ મૂળ પ્રકૃતિ જાણવી, ઇન્દ્રને કેટલેક પ્રસંગે બાર જ્યોતિમાંનો એક **सूर्य** સમજી બીજો શબ્દ **हराय** એટલે તેનું હરણ કરનાર. એટલે મૂળ પ્રકૃતિને પોતાને સ્વાધીન રાખનાર. પોતે શીવ સમજવા. અને તેજ **त्रिलोचनाय** એટલે ત્રણ જ્ઞાન રૂપી ચક્ષુ, ત્રીભોવનપતિ, સત, ચિત, આનંદરૂપ, વર્તમાન, ભૂત, અને ભવિષ્ય, ના જ્ઞાતા શીવ સમજવા. વળી આગળ **भस्मांग रागाय** કહ્યું છે, એટલે તે શીવ માયામાં પ્રીતિ વિનાનાં, એટલે માયાની પ્રીતિને બાળી નાંખી તેની રાખ પોતાનાં સર્વાંગે લેપન કરનારા **महेश्वर** મોટા ઇશ્વર **नित्य** અનાદિ કાળના, શુધ્ધ **दिगंबर** એટલે દશે દિશામાં નાદ બ્રહ્મરૂપે એટલે પ્રણવરૂપ પણ પોતેજ, એવા નકારરૂપી શીવને નમસ્કાર કરૂં છું. એનો સમ્પૂર્ણ સ્પષ્ટાર્થ એવો છે કે, જડ રૂપ મૂળ પ્રકૃતિને પોતાને સ્વાધીન રાખનારા, સૂર્યરૂપી સચ્ચિદાનંદરૂપ, જેણે માયાની પ્રીતિને બાળી ભસ્મ કરી નાંખી છે, એવા નિત્ય અને શુદ્ધ, સઘળી દિશામાં બ્રહ્મનાદરૂપે વ્યાપી રહેલા, જે નકારરૂપ મહેશ્વર શીવ, તેને હું નમસ્કાર કરૂં છું.

પ્રીય ભાઇઓ—એવી રીતે અદ્દભૂત સ્વરૂપની દ્રઢ મનથી કલ્પના કરી, એકાગ્ર વૃત્તિથી ધ્યાન કરવાથી પોતાના અંતરના વિકારો એવા જ્ઞાનરૂપી અગ્નિથી બળી જઇ, પોતે નિર્મળ થઇ, અન્તે ઉત્તમ ગતી પ્રાપ્ત થાય છે. આવા પ્રકારનાં ધ્યાન અને ભક્તિનો નાશ રાજ વિદ્યાનો લોપ થવાથી કેટલાએક કાળથી થઇ ગએલો છે, અને વામ તંત્રનું બળ થવાથી મૂળ સંસ્કૃત ગ્રંથોમાં શીવની ભક્તિ અને ઉપાસનાનો પ્રચાર સ્વાર્થી પુરૂષોએ કેવળ બદલી નાંખ્યો છે. તેમાં શીવને સ્મશાનમાં ફરનારા, અને હાડકાંની માળા ધારણ કરનારા, તથા હાલમાં મુએલાં માણસની ખોપરી ધારણ કરી વિચરનારા, એક મલીન દેવની કલ્પના કરી, પોતાની અતી અધમ કામીક તૃષ્ણા વામ માર્ગી અને કાપાલીક પરીપૂર્ણ કરે છે. માટે એવી મલીન ભક્તિ કરવાના ફાંસામાં આવી નહિં પડીએ તેને સારૂં રાજવિદ્યાના વિદ્યાર્થીએ અતી સાવધ રહેવાની અવશ્ય અગત્ય છે. **इति वचनामृतम्**

---

# वचनाम्रत १८ मुं.

---

પરમપ્રીય બન્ધુઓ—આપણે પાછળ આજ લગણ જેટલું કહ્યું છે, તે રાજવિદ્યા (રાજયોગ)ના વિદ્યાર્થીમાં જે પ્રવેશક છે, તેને માટે છે, માટે એ પ્રમાણે તે વિદ્યાર્થી પોતાના વ્યવહારમાં વર્તવાથી આગળ ઉંચી દિક્ષા લેવાને પાત્ર થઇ શકે છે. તેથી લક્ષમાં રાખો કે સંસારમાં પોતાના પૂર્વેનાં પ્રારબ્ધાનુસાર જેવી વર્ણ અને આશ્રમમાં આપણે ઉત્પન્ન થયા છીએ, તેને યોગ્ય સર્વ કાર્યો યથાસ્થિત સમ્પૂર્ણ શાન્તિ રાખી કરવાના છે. એટલે તે કાર્ય કરવામાં અપરિમીત હર્ષ અને શોક નહિં પામતાં પોતાના કર્તવ્ય રૂપે આવી પડેલાં સઘળાં કાર્યો આનન્દથી કરવાં એટલે

પ્રારબ્ધાનુસાર જેવો ધન્ધો રોજગાર કરવાની આપણી શક્તિ છે, તે પ્રમાણે તે ધન્ધો કરવામાં યથાર્થ પુરૂષાર્થ કર્યાં પછી જે ધન, ધાન્ય, પશુ, પુત્ર, પૌત્રાદિક, સમ્પત્તિ અથવા અધીકાર જે પ્રાપ્ત થાય, તેમાંજ સન્તોષ માનવો, પણ શ્રમ કરવા છતાં ઇચ્છા પ્રમાણે પ્રાપ્તી નહીં થઇ તો તેથી ખેદ પામવો નહિં. તેમજ પોતાની ઇચ્છા કરતાં વિશેષ લાભ થયો, તો તેથી અતી હર્ષ પામી બીજાનો તીરસ્કાર કરવો નહિં. અને સદા એમ સમજવું કે મારે તો આગળ આત્મ જ્ઞાનની ઉન્નતિ કરી, ઉંચી દિક્ષાને પાત્ર થવાનું છે, અને તે પ્રમાણે પાત્ર થયા પછી આ સંસારનાં પૃથ્વીપતી રાજ્યના સુખ અને સત્તા કરતાં અતી અદ્‌ભૂત સત્તા અને શક્તિ પ્રાપ્ત થઇ, પરમાનંદની પ્રાપ્તીને અર્થે જે મને સત્ય ગુરૂપ્રદેશ થયો છે, તે પ્રમાણે તેમની આજ્ઞાનુસાર મારે વિશેષ કાળ તેનું શુભ કાર્ય કરવામાં કાઢવાનો છે.

એવી રીતે દ્રઢ આગ્રહ રાખી વર્તવાનો અભ્યાસ કરવાથી આગળ શ્રી જગદ્‌ગુરૂ શંકર સ્વામીએ રાજવિદ્યાના વિદ્યાર્થી સારૂ પ્રથમ **परिव्राजक** દિક્ષા પ્રાપ્ત કરવાને જે આજ્ઞા કરેલી છે. તેને પાત્ર થવાઇ શકાય છે,—**परिव्राजक**નો બહારનો અર્થ માત્ર દેશ પ્રદેશમાં ભટકનારો, ઘરબાર વિનાનો હાલના વૈરાગી જે પ્રમાણે વર્તે છે, તેવો થાય છે. પણ રાજવિદ્યામાં એમાં ગુપ્ત અર્થ એવો રહ્યો છે કે એવા વિદ્યાર્થીને પોતાના ઘર, બાર, કામ, ધંધો, એ સઘળું કર્માનુસાર પ્રાપ્ત થયું છતાં તેને બીજા અજ્ઞાનીની પેઠે પોતાનું માની લઇ રાત્રી દિવસ તેમાં ચીન્ત નહિં રાખતાં પોતાનાં વ્યવહારીક કાર્ય કરવામાંથી અવકાશ કાઢી એકાંત સ્થાનમાં મનનો નિગ્રહ કરી, તે દ્વારા શુભ કાર્યો કરવાની પ્રબળ ઇચ્છા થયા પછી એ સઘળાંનો ત્યાગ આગળ એની મેળે થઇ જઇ પોતે સત્ય ગુરૂદેવનું શુભ કાર્ય જે બીજા સંસ્કારી જનોને નિસ્કામ વૃત્તિથી ઉપદેશ આપવાનું તે કાર્ય દીવસે જુદે જુદે સ્થાને જઇ કરે છે. તેને પોતાનું ઘર કે

સ્થાન પછી રહેતું નથી, જ્યાં ગયા, અને જેટલો સમય રહ્યા, તેજ પોતાનું સ્થાન સમજી બીજે ઠેકાણે જાય છે. એટલુંજ નહિં પણ રાત્રીએ નિદ્રા આવવા અગાઉ એવો દ્રઢ વિચાર કરે છે કે સ્વપ્નાવસ્થામાં પણ હું શૂક્ષ્મ દેહથી મારા ગુરુદેવનું કાર્ય કરી શકું, તેને માટે મને તે ગુરૂદેવના ઉન્નતિ પામેલા અદ્રશ્ય સહાયકો મદદ કરે, અને તે સમયે મને આ લોકમાં જે સંસ્કારી શ્રદ્ધાવાળા સ્ત્રી પુરૂષો જાગૃત અવસ્થામાં જણાએલાં છે, તેમને હું જાગૃત અવસ્થાની પેઠે અધ્યાત્મ જ્ઞાન મારી શક્તિ પ્રમાણે આપી શકું, એટલુંજ નહિં પણ મારા ઉપર શ્રદ્ધા રાખનાર અને આત્મજ્ઞાનની ઉન્નતિની ઇચ્છા રાખનારા જે પુરૂષો મૃત્યુ પામી કામ લોકમાં ગએલા છે, તેમને પણ ગુપ્ત સહાયકોના સમાગમમાં રહી તેમની સહાયતાથી જે પ્રમાણે હું સ્થૂળ દેહથી શુભ કાર્ય કરૂં, તેજ પ્રમાણે કામ લોકના પ્રદેશમાં કરી શકું, એવી રીતે જાગૃત અને સ્વપ્ન એ બેઉ અવસ્થામાં પોતાના સ્થૂળ અને શૂક્ષ્મ દેહથી દેશ પ્રદેશ જઇ, શુભોપદેશ આપવો, એનેજ રાજવિધિમાં પરિવ્રાજક દિક્ષાનું કાર્ય કહ્યું છે.

એવી રીતે જો આપણે દ્રઢ નિશ્ચય કરી સદોદિત એમાંજ વૃત્તિ રાખીને હાલમાં જ્યાં સુધી પૂર્વેનાં કર્માનુસાર સંસારનાં બંધનમાં છીએ, ત્યાં સુધી તે કાર્ય કરીને પણ ગુપ્ત ગુરૂદેવનું કેવળ પરમાર્થનું કામ નિશ્કામ વૃત્તિથી જેમ જેમ અધીક કરતા જઇશું, તેમ તેમ તે કરૂણાનિધીની પ્રીતી આપણા ઉપર વૃદ્ધિને પામતી જશે, અને આપણે એ દિક્ષાને પાત્ર થવાને અલ્પ સમયમાં લાયક થઇશું. એમ થવાથી એ કરૂણાનીધી ગુરૂદેવ પોતાના ઉન્નતિ પામેલા કોઇ શિષ્ય અથવા યોગીદ્વારા આપણને જે પરિવ્રાજક દિક્ષાનો ઉપદેશ આપશે. એવો દ્રઢ નિશ્ચય રાખી નિરન્તર આનન્દથી પોતાની શક્તિ પ્રમાણે અધ્યાત્મ વિદ્યાનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરતા જઇ, તે જ્ઞાન

બીજા શ્રદ્ધાવાળા ધર્મ જીજ્ઞાસુઓને તન, મન, અને શક્તિ પ્રમાણે ધનનો ખરચ કરી, આપવાનો અભ્યાસ રાખીશું, તો આ જન્મમાં એ દિક્ષા પ્રાપ્ત કરવાનો સમય સમીપ આવશે, અન એવી રીતે એ દિક્ષા પ્રાપ્ત થયા પછી આપણે પાછળ જણાવ્યા પ્રમાણે તે વિદ્યાર્થી પોતે સ્વતંત્ર રીતે સ્થૂળ અને શૂક્ષ્મ એ બેઉ દેહથી તેમજ જાગૃત અને સ્વપ્ન એ બઉ અવસ્થામાં જ્ઞાનસહિત ભૂ અને ભૂવર્લોકમાં જીવતા અને મૃત પામેલા ધર્મજીજ્ઞાસુઓને ઉપદેશ આપી શકશે.

એ પરિવ્રાજક દિક્ષાનો વિદ્યાર્થી સંસારમાં રહે છે, તો પણ તેને સ્ત્રી પુત્ર, દ્રવ્ય, સત્તા, ઘર ઇત્યાદી કાંઇ પણ સંસારની વસ્તુઓ ઉપર આસક્તિ રહેતી નથી, તે વિદ્યાર્થીને તેના ગુરૂદેવ જે સમયે જ્યાં જવાની આજ્ઞા કરે, ત્યાં તત્કાળ પોતાનું વ્યવહારનું કાર્ય મૂકીને પણ પોતાનું તે પ્રથમ કર્તવ્ય જાણી તે કાર્ય કરવા જાય છે, અને શુભ કાર્ય કરે છે. તે પોતાનું એક સ્થાન અથવા ઘર વગેરે માનતો નથી, તેથી કોઇ પણ સ્થાન અથવા વસ્તુ તેને બંધન કરી શકતી નથી. એમ થવાથીજ તેને ભૂ અને ભૂવર્લોકમાં જવાને આગળ કોઇ પણ પ્રકારનો વિક્ષેપ અથવા બંધન આવી શકતું નથી. એવી રીતે કાર્ય કરવાથી એની મેળે અદ્ભૂત શક્તિ વગર ઇચ્છાએ પ્રાપ્ત થતી જાય છે, અને તે પ્રવાસી ભટકતો કહેવાય છે. પરન્તુ સામ્પ્રત કાળમાં એનો સત્ય મર્મ નહિં સમજવાથી બહારના માત્ર વેશધારી સાધુ વેરાગી, સન્યાશી વગેરે પોતાના ઘર આદિનો ત્યાગ કરી, પોતાના ઉદર પોષણ સારૂ કોઇ અવતારી પુરૂષના નામથી ભીક્ષા માગી, આમતેમ અજ્ઞાનમાં ભટકી પોતાનું આયુષ્ય પુરૂં કરે છે, એવી રીતે બહારના મંત્ર ઉપદેશ અથવા કાંઇ માર્ગની કંઠી બાંધવાથી વિશેષ લાભ થઇ શકતો નથી.

ઉપર જણાવેલા રાજવિદ્યાના વિદ્યાર્થીને ગુપ્ત ગુરૂદેવ

યોગ્ય પાત્ર થયા પછી તેના સ્થુળ દેહને સમાધીમાં રાખી અથવા તો એકાગ્ર વૃત્તિ કરી પોતાના દેહનું ભાન ભુલ્યા પછી તેના અન્તરનાં શુક્ષ્મ દેહને પરિવ્રાજકની પ્રથમ દિક્ષા આપે છે. તે જેમ તરત જન્મેલાં બાળકને કાંઇ પણ પ્રકારનુ ભાન રહેતું નથી, તેમ તે વિદ્યાર્થીને પ્રથમ જાણવામાં કાંઇ આવતું નથી, પરન્તુ પાછળથી જેમ જેમ તે ગુરૂનું કાર્ય નિશ્કામ વૃત્તિથી કરતો જાય છે, તેમ અન્તર આત્મ જ્યોતિ નો પ્રકાશ વૃદ્ધિને પામવાથી તે જેમ સ્થુળ દેહમાં રહી શુભ કાર્ય કરે છે, તેજ પ્રમાણે શુક્ષ્મમાં પણ તેને સ્મૃતિ રહી તે કાર્ય કરી શકે છે, અને તેથી આગળ અદ્‌ભૂત શકિત પણ પ્રગટ થતી જાય છે.

પરિવ્રાજકની પ્રથમ દિક્ષા પ્રાપ્ત થયા પછી બીજી **कुटीचक**ની દિક્ષાને પાત્ર થતાં પહેલાં તે વિદ્યાર્થીને પોતાના દેહાભિમાનનો સમૂળ નાશ થવો જોઇએ. પણ ઇન્દ્રીય નિગ્રહ આદિ સાધનથી દેહાભિમાનને ઓછું કરવું, અથવા તેના ઉપર થોડા સમય સુધી સત્તા રહી શકે, એટલું બશ નથી, પણ હું અને મારૂં એવા દેહાભિમાનના બીજનો સમૂળ નાશ થવો જોઇએ. અને બીજા જીવાત્મા વિષેની ભેદ દ્રષ્ટી જઇ પોતાની આસપાસ સર્વત્ર એકજ આત્મા વ્યાપી રહ્યો છે, એવું દ્રઢ થવું જોઇએ. એવી રીતે મીથ્યાભિમાનના ભાસનો નાશ થવો જોઇએ, તેમજ આ ભૂલોક વિના અન્તરીક્ષના બીજા લોક અને તેની સ્થિતી વિષે કાંઇ પણ સંશય રહેવો નહિં જોઇએ, પણ તેનો ધીમે ધીમે પ્રત્યક્ષ અનુભવ કરી, તેની દ્રઢતા કરી લેવાની છે. એ સિવાય આપણા ગુપ્ત ગુરૂદેવ તથા બીજા જીવન મુકતો હશે કે નહિં, એના સંશયનો પણ સર્વ પ્રકારે નાશ થવો જોઇએ. અને એવો પકકો નિશ્ચય થવો જોઇએ કે પરદુઃખભંજન જીવન મુક્ત જગત્‌ના પરમ તારક પૂજ્યશ્રી ગુરૂદેવ છે. વળી એ બીજી દિક્ષાને પાત્ર

થનારા વિદ્યાર્થીને ઉપર જણાવેલાં બે બધનો સિવાય ત્રીજું બંધન જે વહેમ તેનો પણ સમૂળ નાશ થવો જોઇએ, એ ઉપરથી એમ સમજવાનું નથી કે, બાહ્ય યજ્ઞ યાગાદિક સર્વે ધર્મો અને કૃત્યો મીથ્યા અને અસત્ય છે, તેથી તે કરવાની અગત્ય નથી. પણ એમ સમજવાનું છે,કે, જ્યાં સુધી મારા અંતઃકરણની સમ્પૂર્ણ શૂદ્ધી થઇ નથી, ત્યાં સુધી તો એવી જાતનાં ધાર્મીક સઘળાં કર્મો અધ્યાત્મ વિદ્યા પ્રાપ્ત કરવાને સારૂ પ્રથમ પગથીઆં છે, તેથી તેની અગત્યજ છે, કેમકે જેમ કોઇ સાત માળની ઉંચી હવેલી હોય, અને તેના ઉપર જવાની સીડી અથવા દાદર મુકેલા હોય, તેની કોઇ અજ્ઞાની મનુષ્ય અગત્ય નહિં જાણી તે દાદરોને કાઢી નાંખે, તો તેનાથી ઉપલે માળે જવાઇ શકે નહિં. અને તેને પ્રશ્ચાતાપ થાય, માટે જ્યાં સુધી રાજયોગની ઉંચી દિક્ષાના બળથી અન્તરીક્ષમાં જવાની શકિત પ્રાપ્ત થઇ નથી ત્યાં સુધી તો સઘળાં ધાર્મીક કૃત્યો કરવાની અગત્ય છે. પરન્તુ ઉન્નન્તિ પામેલા દિક્ષાવાળા યોગી અથવા રાજ વિદ્યાના વિદ્યાર્થી જેને અન્તરીક્ષમાં જવાની શકિત આવેલી છે, તેને તો એવાં કર્મ કરવાની અગત્ય રહેતી નથી. એમ સત્ય સમજવું. પરન્તુ હાલના સન્યાસીની પેઠે માત્ર શીખા સૂત્રનો બહારથી ત્યાગ કરી કોઇ પણ પ્રકારનાં ધાર્મીક કૃત્યો નહિં કરવાં, એ અયોગ્ય અને હાનીકારક છે. એવા માત્ર બાહ્ય ત્યાગીને શ્રી શંકર સ્વામીએ ખરા સન્યાશી કહ્યા નથી, પરન્તુ ખરા સન્યાશી તો શ્રી કૃષ્ણ ભગવાને કહ્યા પ્રમાણે અન્તર ત્યાગવાળાજ છે.

પરિવ્રાજક દિક્ષા ગુપ્ત વિદ્યાના વિદ્યાર્થી અથવા યોગીને તેના પરમ કરૂણાનિધી ગુપ્ત ગુરૂદેવથી તેના શૂક્ષ્મ દેહને અપાએલી હોય તો શ્વેતાશ્વતર ઉપનિસદમાં અધ્યાય બીજાના ૧૧ મા મંત્રથી ૧૪મા મંત્ર સુધીમાં કહ્યા પ્રમાણે ધ્યાન સમયે પ્રથમ કેટલાએક વિદ્યાર્થી (યોગી)ને નીચે પ્રમાણે અનુભવ થવા માંડે છે.

नीहार धुमार्का निलानलानां ।
खद्योत विद्युत्स्फटिक शशिनाम् ॥
एता निरुपाणि पुरः सराणि ।
ब्रह्मण्यभि व्यक्ति कराणि योगे॥११॥

એટલે જે એક સમયે યોગ ચાલતો હોય, તે સમયે પ્રથમ ધૂમર, ધૂમાડો, સૂર્ય, વાયુ, અગ્નિ, આગીઆ, વીજ, સ્ફટિક, ચંદ્ર એ સઘળી વસ્તુઓ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાની પુર્વે દેખાવા માંડે છે.

पृथ्व्या तेजोऽनिलखे समुत्थिते ।
पंचात्मके योग गुणे प्रवृते ॥
नतस्य रोगो न जरा न दुःखं ।
प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥१२॥

એટલે પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ, એ પંચમહાંભૂતો પ્રગટ દ્રષ્યમાન થાય છે, પછી શબ્દ, સ્પર્ષ, રૂપ, રસ, અને ગન્ધ એ પાંચના યોગથી પંચ ગુણની પ્રવૃત્તિ થઇ, એટલે યોગ રૂપી અગ્નિનું શરીર, પ્રાપ્ત થયાથી તે વિદ્યાર્થીને રોગપણું અને દુઃખ એમાંનું કાંઇજ જણાતું નથી.

लघुत्व मारोग्य मलो पत्वं ।
वर्ण प्रसाद स्वर सौष्ठ वंच॥
गंधः शुभो मूत्र पुरीषमल्यम्।
योग प्रवृत्तिं प्रथमा वदंति ॥१३॥

એટલે શરીરનું હલકાપણું આરોગ્યતા, નિર્લોભિપણું શરીરની સુંદરતા, આનન્દ, ગળાનો સુસ્વર, મધુરપણું સુવાસ, મળ મુત્ર અલ્પ એ સઘળાં યોગ સ્થિતીના પ્રથમ ચિન્હ સમજવાં

य थैव बिंबं मृदयोपलिप्तं ।
तेजोमयं भ्राजते तत सुधातम् ॥
तद्वाऽऽत्म तत्वं प्रसमीक्ष्यदेही ।
एकःकृतार्थो भवतेवीत शोकः ॥१४॥

એટલે જે પ્રમાણે ધાતુની પુતળી મેલથી કાળી થઇ ગઇ હોય, તેને સ્વચ્છ કર્યા પછી જેવી ચળકતી થાય છે, તે પ્રમાણે આત્મ દર્શન થવાથી વિદ્યાર્થી શોકથી મુક્ત થઇ, પોતાનું સ્થૂળનું કર્તવ્ય કર્મ કરી રહેલો એવો થાય છે, એવી રીતે પરિવ્રાજકની દિક્ષાનો સમ્પુર્ણ અનુભવ મેળવ્યા પછી તેને ગુપ્ત ગુરૂદેવ કુટીચકની દિક્ષા આપે છે.इति **वचनामृतम्** ॥

---

## वचनामृत १९ मु

---

હવે આપણે ગુપ્ત વિદ્યાના વિદ્યાર્થી સારૂ જે જગદ્‌ગુરૂ શ્રી શંકર સ્વામીએ જે કુટીચક નામની દિક્ષા કહી છે, તેની અલ્પ સૂચના આ પ્રસંગે કરીએ.

પ્રથમ **कुटीचक** એ શબ્દનો બહારનો અને ગુહ્ય એ બેઉ જાતના અર્થ જાણવાની અગત્ય છે, તેથી તે સાંભળો. કુટીચકનો ખુલ્લો અર્થ પર્ણકુટી (ઝુંપડી) થાય છે. એ ઉપરથી પૂર્વે રૂષી અને મુનીઓના વંશના ધ્યાન નિષ્ટ પુરૂષો નદી તીરે અથવા એકાન્ત કોઈ પહાડનાં શિખર ઉપર પર્ણકુટી બાંધી ત્યાં નિવાસ કરતા હતા. પરન્તુ એનો ગુહ્ય અર્થ તો એવો સમજવાનો છે કે, અંતઃકરણ રૂપી ગુહામાં સઘળી ઇંદ્રિયોનો નિગ્રહ કરી.

પોતાની આસપાસ પોતાની પ્રબળ કરેલી 'ઇચ્છા શકિતથી તથા 'ગુરૂદેવની સહાયતાથી પોતાના આત્માની આસપાસ બ્રહ્મ તેજનો કોટ બાંધી તેમાં નિવાસ કરવો એ છે. જેથી આસપાસનાં અમંગળ વાતા વરણમાંથી કોઇ પણ પ્રકારનો વિક્ષેપ થવાનો સમ્ભવ તે વિદ્યાર્થીને રહેતો નથી. માટે આ દિક્ષા પ્રાપ્ત થયા પછી તે વિદ્યાર્થીને કોઇ પણ જાતનું માયાનું બંધન કાઢી નાંખવાનું બાકી રહેતું નથી. કેમકે તે સઘળાં બધનો તો પ્રથમથીજ પરિવ્રાજક દિક્ષા દ્રઢ થયા પછી કાઢી નાંખી નિર્મળ થવું પડે છે. એ દિક્ષામાં કેટલુંએક નવું જ્ઞાન અને નવી શક્તિ મળી શકે છે. આ સ્થાને સિદ્ધિ આદિ મળે છે. કેમકે એ દિક્ષા મળ્યાં પછી ગુરૂદેવ જાણે છે કે, એ વિદ્યાર્થી હવે પોતાની આસપાસના સ્થૂળ અને શૂક્ષ્મ એ બેઉ લોકમાં રહેલા ઉત્તમ સંસ્કારી શ્રદ્ધાળુ ધર્મજીજ્ઞાસુઓને સહાય કરવાને પાત્ર થયો છે. તેથી ગુપ્ત રહેલી સિધ્ધીઓ ગુરૂદેવ ધીમે ધીમે તેને આપે છે. એ વિદ્યાર્થી દેવલોકમાં પણ પ્રસંગ પડે ઉપદેશ કરી શકે છે, એટલુંજ નહિં પણ પાત્ર થએલા મનુષ્યના મનોમય કોશમાં પોતે ધારેલી સુચના વગેરે આપી તેની સાથે શૂક્ષ્મ વ્યવ્હાર કરી શકે છે. તેને માટે કરૂણાનીધી ગુરૂદેવ તેના અંતરમાં ગુપ્ત જ્ઞાનનાં અંકુરો પ્રકટ કર્યા કરે છે, તેથી તે વિદ્યાર્થીને કોઇ પણ પ્રકારના માયાના આવરણ આવી શકતાં નથી. અને જે કાંઇ થોડાં ઘણાં હોય છે, તે એક પછી એક તૂટી જઇ નિર્મળ થાય છે. તેમ થવાથી અંતર્જ્યોતિનો પ્રતાપી પ્રકાશ પ્રગટ થઇ આવી તે વિદ્યાર્થીની ગુપ્ત રહેલી કુંડળીની શક્તિ સ્થૂળ અને સુક્ષ્મ કાર્યો કરવા સારૂ જાગ્રત થઇ આવે છે. એની કેટલીએક સુચના શ્રી શંકર સ્વામીએ આનન્દ લહેરી નામના અમુલ્ય ગ્રન્થમાં જણાવેલી છે એ કુંડળીની શકિત જાગ્રત થયા પછી તે વિદ્યાર્થીને પોતાના સ્થૂળ દેહનો ત્યાગ પોતાની ઇચ્છાનુસાર કરવાની શકિત આવે છે એ પ્રમાણે જીવાત્મા એક ચક્ર-

શ્વાસથી તેવા ઝેરી પરમાણુંઓનો આપણા અન્તરમાં પ્રવેશ થવાથી આપણને ઘણીજ હાની થાય છે. માટે રાજયોગના વિદ્યાર્થીએ સાવધ રહી કેવળ નિસ્કામ વૃત્તિવાળા ગુરૂના શિક્ષણમાં સમ્પૂર્ણ શ્રદ્ધા રાખી આપણે પાછળ જણાવ્યા પ્રમાણે સર્વે રીતે નિસ્કામ વૃત્તિ કરી, પોતાના ગુરૂદેવના નિસ્કામ શુભ કર્મોના સંસ્કાર કરવાની ઇચ્છા રાખી તે કરવાનો અભ્યાસ પાડવાથી આગળ વલણ તેવાં કાર્ય કરવા ઉપર થયું, એટલે બીજી દિક્ષા પૂર્ણ થઇ. પરમગુરૂ શ્રી શંકર સ્વામીની ત્રીજી હંસની દિક્ષા ગૃહણ કરવાને પાત્ર તે વિદ્યાર્થી થશે, અને તેથી તેને તે દિક્ષા આગળ યોગ્ય સાધનથી મળી આવશે, તેની અલ્પ સુચના આગળ કરીશું. **इतिवचनामृतम्.**

## वचनामृत २०मुं.

આપણે પાછળ જણાવ્યા પ્રમાણે રાજવિદ્યાના વિદ્યાર્થીને કુટીચકની દિક્ષા મળ્યા પછી તે પોતાના પરમગુરૂદેવનાં શુભ કાર્યો જાગૃત અને સ્વપ્ન એ બેઉ અવસ્થામાં ભૂ અને ભુવર વિગેરે અંતરીક્ષ લોકમાં પણ શુભ સંસ્કારના કાર્ય કરી, પ્રસંગ પડેથી સ્વર લોકમાં પણ ગુરૂ કૃપાએ જઇ ત્યાં સમ્પુર્ણ શાન્તિથી શક્તિ પ્રાપ્ત થયા પછી તે વિદ્યાર્થી ઉંચી દિક્ષાને પાત્ર થયો એટલે શ્રી જગદ્‌ગુરૂ શંકર સ્વામીની ત્રીજી દિક્ષા જે **हंस** તે કૃપાનિધી ગુરૂદ્વારા તેને મળે છે.

ભાઇઓ જે કેવળ તાર્કિક વિદ્વાન તથા કેવળ જડતત્વાદિ અથવા મૂળ પ્રકૃતિના ઉપાસકો વામમાર્ગી અને સઘળા પ્ર-

કારના તાંત્રીકો ઉપર કહેલા હંસ શબ્દ ઉપરથી તેનો સ્થુળ અર્થ માત્ર એવો સમજે છે કે હંસ એક જાતનું આકાશમાં ગતી કરવાવાળું પક્ષી હશે; પણ રાજવિદ્યાના વિદ્યાર્થી અને યોગીઓ એ શબ્દનો અતી ગુહ્ય અર્થ જે સમજે છે, તેની અલ્પ સુચના આ પ્રસંગે કરવાથી એ વિદ્યા નિસ્કામ વૃત્તિથી પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારા વિદ્યાર્થીને કાંઇ વિશેષ લાભ થઇ શકશે.

સાધારણ ઉંચા માનસીક જ્ઞાનવાળા સ્ત્રી પુરૂષો એટલું તો સમજે છે કે હંસ એક જાતનું આકાશમાં ગમન કરનાર પક્ષી છે ખરૂં ! પરન્તુ તે બીજાં પક્ષીઓની પેઠે અન્ન, ફળ ફળાદિ, ઝાડ, પાન વગેરેનો ચારો કરતાં નથી, તેમ સામાન્ય જળનું પણ પાન કરતાં નથી, તે તો સાચા મોતીનો ચારો કરે છે. અને સાધારણ જળ અને દૂધ એકઠાં કરી મુકવા છતાં એક ક્ષણવારમાં મિશ્ર કરેલાં જળમાંથી દૂધ માત્ર પી જઇ પાણી કેવળ જૂદું પાડી મુકે છે. હવે એ ઉપર આપણે જો લક્ષ આપીશું તો આપણને જણાશે કે એમાં કાંઇ ગુહ્ય અર્થ વિશેષ હોવો જોઇએ, જે પ્રમાણે હંસ જાતનું પક્ષી મોતીનો ચારો, અને પાણીમાં મિશ્ર કરેલા દૂધનુંજ માત્ર પાન કરે છે. તેમ રાજયોગી નિરંતર નિશ્ચયાત્મક બુદ્ધી ચૈતન્ય જ્ઞાન રૂપી ભોજન એટલે મહેશ્વરરૂપી અતિ ઉત્તમ મૂળ પુરૂષ (ચૈતન્ય) અને ચંડીકા આદિ મૂળ પ્રકૃતિ સહિત જે ચૈતન્ય સાથે મિશ્રણ થએલી તેમાંથી માત્ર મૂળ શુદ્ધ ચૈતન્યરૂપ મૂળ પુરૂષ અથવા મહેશ્વરનું મનનરૂપી પાન અને ભોજન કરે છે. એટલે તેમાં સદોદિત ચીત રાખે છે. તેમ જે પ્રમાણે સામાન્ય મનુષ્ય પ્રાણીને પૌષ્ટીક ભોજન પાન કરવાથી શક્તિ અને બળ વિશેષ આવે છે, તેમજ ઉપર જણાવેલી હંસની દિક્ષાવાળા યોગીને જ્ઞાનામૃતનું ભોજન કરવાથી અતી અદ્દભૂત શક્તિ તેના સમર્થ ગુરૂદેવ આપે છે.

જે વિદ્યાર્થીને હંસની દિક્ષા પ્રાપ્ત થાય છે, તે પુનરપી જન્મ-મરણના ફેરામાં આવતો નથી, પણ પોતાની પ્રબળ કરેલી ઇચ્છા શક્તિથી કોઇ અગત્યનાં શુભ કાર્ય સારૂ પોતાની ઇચ્છા પ્રમાણે શરીર ધારણ કરી, જ્યાં જવાની ઇચ્છા રાખે ત્યાં જઇ શકે છે. એ દિક્ષાવાળો યોગી **आत्मवत् सर्वभूतेषु** એટલે સર્વ ભૂત માત્ર એક આત્માજ છે, એવો દ્રઢ નિશ્ચય થવાથી પોતાના જીવાત્માની ઐકયતા પરમાત્માની સાથે અનુભવ પૂર્વક સાક્ષાત્ કરી શકે છે. વળી હંસનુ નામ એટલા સારૂ આપેલું છે, કે તેને વિશ્વ મંડળના ઉંચા આકાશના પ્રદેશમાં જઇ, જે લોકમાં **अहंब्रह्मास्मि** એટલે હું એકજ **ब्रह्म** છું એ વિનાં બીજું કોઇ પણ નથી, એવું જ્ઞાન અનુભવ સાથે યોગ એટલે સાક્ષાત્કાર કરવાથી કરી શકે છે. એ યોગીની અંતર ઇન્દ્રિયોનો સમ્પૂર્ણ પ્રકાશ થવાથી તે જે લોકમાં વિચરે છે, અને ત્યાં તેને શૂક્ષ્મ ઇન્દ્રિયોથી જે અદ્‌ભૂત જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તે સઘળાની પોતે સ્થૂળ દેહમાં આવ્યા પછી સ્મૃતિ રહે છે. તેથી તેનો ઉપયોગ સ્થૂળ દેહ દ્વારા સ્થૂળ ઇન્દ્રિયોથી પણ પ્રસંગ પડેથી કરી શકે છે. એટલુંજ નહિં, પણ તે ઉપર કહેલા ઉંચા આકાશના પ્રદેશમાં જે ઠેકાણે જીવાત્માની ઐકયતા પરમાત્માની સાથે થઇ શકે છે, તેવા લોકમાં પણ જઇ ત્યાંથી જે અતી ઉત્તમજ્ઞાન પ્રાપ્ત કરેલું હોય, તે સઘળાંની સ્મૃતિ પોતે પાછા સ્થૂળ દેહમાં આવ્યા પછી પણ મનોમય ચક્રમાં તેની દ્રઢતા કરી, તેનો ઉપયોગ સ્થૂળ ઇન્દ્રિયો દ્વારા કરી શકે છે. કદાપી તે યોગીને પોતાની આવી ઉત્તમ સ્થિતીથી કાંઇક અભિમાનનો અંકૂર ફૂટયાથી પોતા વિષે ઇશ્વર ભાવના આણી બીજાને ન્યૂન સમજે એવો ભેદ આ લોકની વાંસનાનો કાંઇક રહી ગયો હોય તો તેનો સમૂળ નાશ આપણે ઉપર જણાવેલી સ્થિતી દ્રઢ થયા પછી થઇ જાય છે. તેણે કરી સઘળાં બંધન અને કામના તૂટી જાય

છે. અને તેમ થવાથી તે યોગી કોઈ પણ પ્રકારની માયા અથવા ઇન્દ્ર જાળથી ઠગાતો નથી, કેમકે તે પ્રથ્થકપણાની મર્યાદાની પેલી તરફ ઘણે આઘે સુધી ગએલો હોય છે. તેથી તેને પૃથ્વીની સઘળી વસ્તુની વાંસના તો શું ? પણ એવી સ્થિતીવાળો પોતાના મૂળ સ્વરૂપથી ભેદરૂપ મોક્ષની પણ ઇચ્છા રાખતો નથી, કેમકે તે સદા આત્મા સાથે ઐકય થવાથી મોક્ષને પામેલોજ છે, એવી સ્થિતીમાં તેને જે પ્રાપ્ત કરવાનું છે, તે સઘળાં પ્રાણી માત્ર સારૂ છે. પણ પોતાને એકલાને માટે નથી. એમ સમજવાથી તે જે કાંઇપણ કાર્ય કરે છે, તે પ્રાણી માત્રના શુભ ઉપયોગ સારૂજ કરેછે, તેણે કરી સઘળા પ્રાણી માત્રની શકિત, અને સત્ય પ્રેમ તેનામાં સમ્પુર્ણ આવવાથી અતી બળવાન થાય છે, તેથી સઘળાં પ્રાણી સારૂ પોતે કાર્યો કરવા છતાં તેના ફળની ઇચ્છા પોતે નહિં રાખતાં અન્ય પ્રાણીઓને તેમની યોગ્યતા પ્રમાણે બળ આપી સઘળાને ઉન્નતિને માર્ગે દોરે છે, એમ થયું એટલે સઘળી શુભ પ્રેરણા વિદ્યુત રૂપે સઘળા જગતમાં પ્રસરી અતિ અદ્દભુત ઉત્તમ કાર્યો થાય છે, એ સઘળું પોતાની ઐકયતા બ્રહ્મની સાથે થવાથીજ થાય છે, માટે એવા યોગીને પોતાના પ્રત્યેક કોઇ પણ ઇચ્છા હોતી નથી, તે યોગીને જાતી અને વિજાતીનો ભેદ પણ રહેતો નથી. તેણે કરી ન્યાત, જાત સઘળાં કુટુંબ એ સઘળાંની ભેદ દ્રષ્ટી જઇ સર્વને વિષે સમાન દ્રષ્ટી થાય છે. એટલે એક ઉપર પ્રેમ અને બીજા ઉપર ધીક્કાર આમાંનું કાંઇજ રહેતું નથી. તેને પશુ, પક્ષી અને મનુષ્ય સઘળું સમાનજ હોય છે, તેણે કરી એ બધું તેના આત્મ પ્રેમથી ખેંચાઇ તેની પાસે સ્વભાવિક રીતે આવે છે, વાઘ, વરૂ, રીંછ, સર્પ વગેરે ઝેરી અને ઘાતકી પશુઓ પણ તેની તરફ ખેંચાઇ આવી, તે સઘળાં તેને શરણ થાય છે. માટે પુર્વેના સત્ય બ્રાહ્મણોને બ્રહ્મરૂપ સમજી સઘળા મનુષ્ય અને પ્રાણીઓનું આકર્ષણ તેમની તરફ થતું હતું,

તેનું મૂખ્ય કારણ આપણે ઉપર જણાવેલી અભેદ દ્રષ્ટી અને સત્ય સમાન પ્રેમ એજ છે. એજ કારણ માટે જે મનુષ્ય અથવા પ્રાણી તેને શરણે આવી તેના બ્રહ્મ તેજમાં રહે છે, તે સઘળાની વૃત્તિ સમાન ભાવ અને સમાન પ્રેમની થવા માંડે છે. એમ થવાથી એક બીજાના નાશની ઇચ્છા નહિં રાખતાં સઘળા સાથે સામાન્ય સત્ય પ્રેમથીવર્તી એક બીજાને નિરંતર સહાયતા કરે છે. તેથી એવા સત્ય હંસ યોગીના સમક્ષ સમાગમથી સમસ્ત દેશ અને સમસ્ત પ્રજાનો અતિ ઉત્તમ ઉત્ક્રાંતિનો કાળ આવ્યો એમ કહેવાય છે. **इतीवचनामृतम्.**

# वचनामृत २१ मुं.

ગુપ્ત વિદ્યાના વિદ્યાર્થીને હંસની દિક્ષા પ્રાપ્ત થયા પછી તે શિષ્ય ગુપ્ત ગુરૂ દેવના કેવળ પરમાર્થ કાર્યો કેવળ નિસ્કામ વૃત્તિથી કરતાં કરતાં તેની ભેદ દ્રષ્ટી જતી રહી, સદા સર્વદા અભેદ દ્રષ્ટીવાળો તે વિદ્યાર્થી થયા પછી શ્રી જગદ ગુરૂ શંકર સ્વામીની ચોથી પરમહંસની દિક્ષા તે વિદ્યાર્થીને મળે છે. **परमहंस** એટલે અતી ઉતમ હંસરૂપ યોગીનું જ્ઞાન એટલું તો વિસ્તારને પામે છે કે, તે પોતાના ઉન્નતિ પામેલા જ્ઞાનથી જાગ્રત અવસ્થામાં તુર્યા સ્થિતીનો અનુભવ લઇ શકે છે. એ પરમહંસને અતી ઉર્ધ્વ લોકનો અનુભવ લેવા સારૂ બીજા યોગીની પેઠે સ્થૂળ દેહ ત્યાગ કરવાની અગત્ય રહેતી નથી. તેનું વિજ્ઞાન એટલું તો ઉન્નતિને પામે છે કે પોતે કોઇ પણ ઉર્ધ્વ લોકમાં છતાં પોતાના સ્થૂળ દેહનાં મનોમય ચક્રમાં પો

નાનો અંશ મૂકી સ્થુળ કાર્યો પણ એકી વખતે કરી શકે છે તેમજ તે પરમહંસ પોતે આનંદમય કોશમાં સ્થિતી રાખી મહં લોકનો અનુભવ પરા એટલે વર્ણ વાણી સહિત કરી શકે છે, તેમ કરવામાં તેને કોઇ પણ પ્રકારનો પ્રતિબન્ધ નડતો નથી. વળી અદભૂતતા એ છે કે તે ઉર્ધ્વ લોકમાં કાર્યો કરતા છતાં પોતાના સ્થૂળ દેહ અને વૈખરી વાણીથી પણ બીજા સાથે બોલવું ચાલવું વગેરે સઘળો વ્યવહાર યથાસ્થિત કરે છે, એવાં અદ્ભૂત કાર્યો કરવા સારૂ કોઇ પણ જાતનાં નવા દેહ કરવાની એને અગત્ય રહેતી નથી. તે એકજ દેહથી એટલે સ્થૂળ, શૂક્ષ્મ અથવા કારણ એમાંથી ગમે તે દેહથી બીજા દેહદ્વારા જે કાર્ય થઇ શકે છે, તે પણ તેને કરવાની શક્તિ હોય છે, તેણે કરી તેનાં સર્વ બન્ધન તૂટી જઇ આગળ તે યોગી મહાત્મા જીવન મુક્ત થાય છે.

આપણે ઉપર જણાવેલાં બન્ધનમાંનું બીજું બન્ધન જે રૂપ, રાગ તે તૂટે છે. એટલે કોઇ પણ પ્રકારનાં સ્વરૂપમાં રાગ એટલે પ્રીતી તેને રહેતી નથી, તેથી તેની તે વાંસના નાશ પામી જાય છે. માટે નવાં નવાં અદભૂત રૂપો ધારણ કરવાથી જે યોગીને બન્ધન થાય છે, તેથી તે પરમહંસ મુક્ત થયો હોય છે, એમ છે, ત્યારે તેને માન અથવા અકરામ એમાંનું કાંઇ પણ અભિમાન રહેતું નથી, તે એટલે સુધી કે તેને પોતાને અતિ ઉત્કૃષ્ટ સ્થિતી થયાનું પણ પ્રથક ભાન રહેતું નથી એવી સ્થિતી થયા પછી તે મહા પુરૂપને અરૂપ રાગનો પણ ત્યાગ થઇ જાય છે. એટલે કોઇ પણ પ્રકારની અરૂપ સ્થિતીમાં પણ તેને પ્રેમ રહેતો નથી. તેથી તેવી પ્રથમ ઇચ્છા કરી, તેવાં તે કાર્યો કરતો નથી, પણ સ્વભાવિક રીતેજ એવા અદ્ભૂત અરૂપ લોકમાં કાર્ય કરી શકે છે. તેથી તેનામાં ઉંચા, નીચા, સંગવાળા, સંગ વિનાના, વગેરે કોઇ પણ ભેદ રહેતા નથી. તેને સઘળું માત્ર એકરસે જણુય છે, કોઇ બ્રહ્માન્ડ પણ

આદિકની ઉત્પત્તિ અથવા નાશ થાય, તોપણ તેની સ્થિતી તો જેવીને તેવીજ સદા સમાન શાન્તિરૂપજ રહે છે. કેમકે તેને સઘળા બ્રહ્માન્ડના મુખ્ય સત્ય સ્વરૂપનો અનુભવ પ્રત્યક્ષ કરેલો હોય છે. તેથી તેને કોઇ પણ પ્રકારનો હર્ષ અથવા શોક એમાંનો પણ ભેદ રહેતો નથી. તે સઘળાં રૂપાન્તરોને એક મૂળ સત્ય વસ્તુના આભાસના ફેરફાર સમજે છે. તે પોતે એક અવિનાશી, અદ્વૈત, નિત્ય અને અખન્ડ મુળ વસ્તુ તેમાં સમીલન થઇ રહે છે. માટે તેની શાન્તિનો ભંગ કરવાને કોઇ પણ સમર્થ નથી તેથી તેને છેલ્લું બન્ધન જે અવિદ્યા અથવા માયા એમાંનું કાંઇ પણ નહિં રહેવાથી સ્વતંત્ર સમ્પૂર્ણ સત્તા પ્રાપ્ત થાય છે. એ જીવનમુક્તને જન્મ ધારણ કરવાની અગત્ય રહેતી નથી, તો પણ પોતાની સ્વતંત્ર ઇચ્છાથી જન્મ ધારણ કરી શકે, અને અતિ મહત્વના કાર્ય કરવાનાં હોય, ત્યારેજ કોઇ પણ પ્રકારનો દેહ ધારણ કરે છે. પણ સામાન્યપણે નિરંતર પોતાની બળીષ્ટ શુભ પ્રેરણાથી શુભ સંસ્કાર કર્યાંજ કરે છે. તે એમ જાણે છે કે મારા પ્રગટ થવાથી બીજાને સત્ય વસ્તુ પ્રાપ્ત થઇ, લાભ થાય છે, પણ પોતાને કાંઇ પણ તેમાંનું પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી. તેમજ તેને આખા બ્રહ્માન્ડમાંની કોઇ પણ વસ્તુ અણજાણી રહેતી નથી, તે સઘળે ઠેકાણે સઘળા ખૂણામાં પ્રવેશ કરી, જોઇ તથા જાણી શકે છે. આવી મહા અદ્‌ભૂત શક્તિઓ એ પરમ હંસની છેલ્લી દિક્ષાના અંતમાં પ્રાપ્ત થાય છે. અને તે પોતે આપણી સઘળી સૂર્ય માળામાં સર્વજ્ઞ અને સર્વ શક્તિવાનપણે વર્તે છે, માટે તેણે મનુષ્ય પ્રાણીની જે અતી ઉત્તમમાં છેલ્લી સ્થિતી તે પ્રાપ્ત કરેલી હોય છે. તેણે જે આવી અતી ઉત્તમ સ્થિતી પ્રાપ્ત કરી છે, તેવી બીજા મનુષ્ય પ્રાણીઓ મન્વાન્તરને અન્તે પ્રાપ્ત કરી શકે, અને તેમ થવાથીજ મન્વાન્તરનું પરીપૂર્ણ કાર્ય થએલું ગણાય છે.

એવી અતી ઉત્તમ સ્થિતીને પામેલા પરમહંસને આપણી સૂર્યમાળામાંની કાંઇ પણ વસ્તુ અજાણી રહેતી નથી, કેમકે એની જ્ઞાન શક્તિની મર્યાદા છેક સૂર્ય મંડળના સઘળા લોક સુધી પહોંચી ગએલી હોય છે. તે પોતાની ઇચ્છા હોય તો કૈવલ્ય મોક્ષ (નિર્વાણ) દશામાં જઇ શકે છે. અને ત્યાં પરમાત્મા સાથે સમીલન થઇ, પોતાની ઐક્યતા પણ કરી શકે, એ સઘળી ઉત્તમ સ્થિતિઓના જીવનપણાનું જ્ઞાન રહે છે. અને તેજ મનુષ્યના અંતની છેલ્લી સ્થિતી છે. એવી સ્થિતી થઇ એટલે તેની સન્મુખ છેલ્લી બારી તેના પગ પાસે આવી રહી હોય છે, તેજ જીવન મુક્તાની સ્થિતી છે. તેવી સ્થિતીમાં પોતાની ઇચ્છાનુસાર મનુષ્ય પ્રાણીની ઉન્નતિ થવાનાં અનેક માર્ગ ઉત્પન્ન કરી શકે છે. એની શક્તિ આખી સૂર્યમાળાના છેડા સુધી પહોંચેલી હોય છે, વળી તે આપણા વિશ્વ ભુવનની પેલી તરફ બીજા મંડળમાં જવાની ઇચ્છા રાખે તો ત્યાં પણ તે જઇ શકે, પરન્તુ પોતાની માળાના સઘળા મનુષ્ય પ્રાણીના કલ્યાણ સારૂ પોતે જે મંડળમાં છે, તેનો ત્યાગ નહિં કરતાં એમ કહે છે કે જ્યાં સૂધી આ મંડળના સઘળા મનુષ્ય પ્રાણીને મારા જેવી સ્થિતી પ્રાપ્ત થઇ નથી, ત્યાં સુધી એમાંજ નિવાસ કરી, અગત્યના સમયે દેહ ધારણ કરી ઉત્તમ સંસ્કારી શ્રદ્ધાવાળા મનુષ્યોને સહાયતા આપ્યા કરીશ. એ ઉપરથી શ્રી જગદ્ગુરૂ શંકર સ્વામીએ એવું કહેલું છે કે એ જીવન મુક્તે પોતાનું તો અન્તનું કાર્ય કરી મુકેલું છે, પણ તેણે એક સમયે સઘળા મનુષ્ય પ્રાણીને પોતાના બંન્ધુ ગણેલા છે, તેથી જ્યાં સુધી તે સઘળા પોતાના જેવી અતી ઉત્તમ સ્થિતીને પ્રાપ્ત થયા નથી, ત્યાં સુધી આ ભટકતા અને અથડાતા નિરાધાર મનુષ્યનો માર્ગ છોડી તેનો ત્યાગ કરશે નહિં. તે પોતે સ્વતંત્ર છતાં પોતાની ઇચ્છાએ કરી મનુષ્યનાં બન્ધનમાં રહે છે, વળી પોતે સઘળાં

માયાનાં બન્ધનથી છુટો થએલો છે, તો પણ જ્યાં સુધી પોતાના બીજા બન્ધુઓ બન્ધનમાંથી છુટા થયા નથી, ત્યાં સુધી પોતે પણ માયાના બન્ધનને ગ્રહણ કરે છે. તેથી તે સમ્પૂર્ણ કરૂણાનીધી કહેવાય છે. માટે તે કેવળ દયાળુ કેવળ નિસ્કામ વૃત્તિવાળા શ્રદ્ધાવાન ભક્ત જનો જે સ્થિતીમાં હોય છે, તેવી સ્થિતીમાં પોતે પણ ઘણે પ્રસંગે રહે છે, કેમકે એવા મનુષ્ય પ્રાણીઓ પોતાના મૂળ માત પીતા વિનાનાં થઇ જાય નહિં.

પ્રીય બન્ધુઓ—તે પરમ ગુરૂદેવ પોતે કૈવલ્ય મોક્ષની સ્થિતીમાં છે. તે છતાં એવા મુક્ત પુરૂષો આપણા લોક અને બીજા ઉર્ધ્વ લોક સાથે નિરંતરનો સંબંધ રાખે છે, એવું આપણા જે અતિ ઉત્તમ સ્થિતીને પામેલા છે, તેઓ કહે છે. એવી રીતે સંબંધ રાખી માયાના બંધીખાનાંમાં પડેલા જીવોને વારંવાર સહાયતા કરે છે. એવા મુક્ત પુરૂષના સમાગમમાં જે શ્રદ્ધાળુ, ઉન્નતિ પામેલો કેવળ પરોપકારી કાર્ય સર્વ પ્રકારના ભોગ આપી નિસ્કામ વૃત્તિથી કરનારો છે, તેજ રહી શકે છે. અને તેઓનેજ ધન્યવાદ ઘટે છે. માટે એવા પરમ કરૂણાનિધી ગુરૂદેવના પાદારવિન્દમાં વારંવાર પડી, જે ગુરૂદેવોએ દયાળુ ધર્મે માતુશ્રી હેલીનાને આવા કળીના વિપરીત સમયમાં મોકલી આપણી રક્ષા કરી છે, તે માર્ગમાં આપણે રહી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી, તે બીજા શ્રદ્ધાવાન નિસ્કામ વૃત્તિવાળા શુભ સંસ્કારીઓને આપી, આપણા આ જન્મનું સાર્થક કરી લેવાની અવશ્ય અગત્ય છે.

એવી રીતે શ્રી જગદગુરૂ પરદુઃખભંજન શ્રી શંકર સ્વામીએ પોતાના સમ્પૂર્ણ શ્રદ્ધાવાળા પાત્ર થએલા શીષ્યોને અતી અદભુત ચમત્કારી પરમ આનન્દ પમાડનારી રાજયોગની ચારે દિક્ષાનો ઉપદેશ કરી, પોતા સમાન તે શીષ્યોને કરી અન્તે પોતામાંજ તેનો લય કરાવતા હતા. એ ઉપર જણાવેલી

છેલી પરમહંસની દિક્ષા પ્રાપ્ત કરી. જે ભુમીકામાં તે મુક્ત નિવાસ કરે છે, તેની પેલી તરફ બીજી ત્રણ ભૂમીકાઓ રહેલી છે. પણ તેમાં આ મન્વાન્તરમાં સઘળા મનુષ્ય પ્રાણી જઇ શકે એમ નથી, તેથી આપણા શાસ્ત્રમાં સર્વ ઠેકાણે એ ચારજ ભુમીકાનો ઉપદેશ સ્પષ્ટ રીતે આપેલો જણાય છે, તે છતાં ઉપલી ત્રણ ભુમીકાની કાંઇ કાંઇ ગુપ્ત સુચનાં ઘણે પ્રસંગે કેટલાંએક શાસ્ત્રમાં જણાવેલી છે. તેનો વિચાર આપણે આગળ કરીશું. પણ આ પ્રસંગે એટલી વિશેષ સુચના આપવાની અગત્ય છે કે, આપણે પાછળ કહેલી દિક્ષાને પ્રાપ્ત થએલા વિદ્યાર્થીમાં કાંઇ પણ સ્વાર્થનો અંશ રહી ગયો હોય તો તેને એ સત્ય માર્ગથી ભ્રષ્ટ થવાનો સમ્ભવ જાણવો. કેમકે મૂળ પ્રકૃતિનેજ અંતનું પરીણામ સમજી તેની ઉપાસના કરવાવાળા તાંત્રીકો, વામમાર્ગીઓ, તથા હાલની જડવિદ્યાના આગ્રહથી પ્રયોગ કરી, અદ્‌ભૂત ચમત્કારો દેખાડનારા એટલે મૂળ જડ પરમાણુના ભીન્ન ભીન્ન પ્રયોગથી દીવ્ય દ્રષ્ટી પ્રાપ્ત કરનારા, તથા અંતરીક્ષમાં જઇ શકનારા કેવળ તાંત્રીકો અને નાસ્તીકો, બીજા આપણે ઉપર જણાવેલા રાજ વિદ્યાના શુદ્ધ માર્ગે જનારા પણ કાંઇક સ્વાર્થની વૃત્તિવાળાઓને અલ્પ શ્રમે અદ્‌ભૂત શક્તિ વગેરેનો લોભ દેખાડી તે વિદ્યાર્થીને સત્ય માર્ગથી ભ્રષ્ટ કરી, પ્રકૃતિના નાસ્તીક માર્ગે દોરવી અન્તે તેને શૂન્યમાંજ લય થવાના અંતના માર્ગમાં દોરે છે. માટે એ વિષેની અલ્પ સુચના આપ્યાથી સત્ય શ્રદ્ધાળુ રાજ વિદ્યાના વિદ્યાર્થીઓને એવા પ્રસંગ આવવાના સમયે આ સુચનાનો સત્ય ઉપયોગ કરશે; તો તેથી સત્ય માર્ગ થી ભ્રષ્ટ નહિં થતાં અંતના સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, સચ્ચિદાનંદ રૂપની અખન્ડ અવિનાશી ઉત્તમ સુખની પ્રાપ્તી નિર્વીઘ્ન પણે કરી શકશે. **इति वचनामृतम्।**



# વચનામૃત ૨૨ મું.

પ્રીય બન્ધુઓ—ગુપ્ત યોગ વિદ્યા પરબ્રહ્મમાં રહેલી એક મૂળ મહાશક્તિ રૂપ એક રાજ દંડ છે. જેમ સાધારણ દંડ (લાકડી)ના બે છેડા હોય છે, તેમ યોગ રૂપી રાજ દંડના દૈવી અને આસુરી પ્રકૃતી રૂપ બે છેડાઓ જાણવા. તેમાં દૈવી પ્રકૃતિને માર્ગે જનારા ઉત્તમ સંસ્કારી કેવળ નિસ્કામ વૃત્તિવાળા, પરોપકારી રાજ વિદ્યાના વિદ્યાર્થીઓ અંતે સર્વ જ્ઞાન સહિત અલૌકીક ઇશ્વરી શક્તિ સાથે અખંડ શુભ કાર્ય કરવા સારૂ પોતાના મૂળ ચૈતન્ય રૂપ પુરૂપમાં સંમીલન થઇ રહે છે. અને અતી અગત્યના સમયે દેહ પણ ધારણ કરે છે. છતાં તે મોક્ષને પામેલાજ હોય છે. હવે જે બીજો છેડો આસુરી પ્રકૃતિને માર્ગે જનારા કેવળ સ્વાર્થી વિદ્યાર્થીઓ હોય છે; તે આસુરી શકિત (મલીન) પ્રાપ્ત કરી, પોતાની ઇષ્ટ રૂપ જે મૂળ પ્રકૃતિ તેમાં અંતે લય પામી, શૂન્ય રૂપ થાય છે, એજ એનો મોક્ષ છે.

પ્રથમ તો બેઉ વિદ્યાર્થીને પોતાનાં ધારેલા માર્ગમાં રહી પોતાની ઉન્નત્તિ કરવા સારૂ કેટલાએક ઐહિક પંચ વિષયનો ભોગ આપવો પડે છે. તેમાં રાજ વિદ્યાના કેવળ પરમાર્થી વિદ્યાર્થીને તેના પરમ શાન્તિ રૂપ અદ્દભૂત શકિતવાળા ગુરૂદેવ વેદાંતનું છેલ્લું જ્ઞાન જે અભેદ તેનો સાક્ષાત્કાર અનુભવ કરાવી એક મૂળ ચૈતન્ય વિનાં બીજું કાંઇ પણ સત્ય નથી, પણ જે વસ્તુ જણાય છે, તે તો અજ્ઞાનને લીધે મીથ્યા ઇંદ્રિજાળના આભાસથીજ છે, એ અંતના જ્ઞાનનો યોગ સહિત અનુભવ તેના પરમ ગુરૂ કરાવી તે વિદ્યાર્થી પાસે પરોપકારનાંજ નિસ્કામ વૃત્તિથી કાર્યો કરાવે છે. અને ઉપાસના અને ધ્યાન એક શુદ્ધ ચૈતન્ય રૂપ મહેશ્વર (નારાયણ) અને પોતાના રાજ વિદ્યાના દીક્ષા ગુરૂનું કરવાની આજ્ઞા કરે છે.

હવે જે પંચ વિષયની અપરીમીત તૃષ્ણાવાળા, અને અદ્દ-ભૂત સિદ્ધીની ઇચ્છા રાખનારા, જે સકામ વિદ્યાર્થીઓ હોય છે, તેને તો તેના તાંત્રીક ગુરૂ મૂળથીજ એવો બોધ કરે છે કે, આ જે સઘળું જડ ચૈતન્ય રૂપ દેખાય છે; તે સઘળું મૂળ પ્રકૃતિનો આભાસજ છે, અને એ આભાસ અંતે એક સત્ય વસ્તુ જે મૂળ પ્રકૃતિ તેમાં લય પામી શુન્ય રૂપ થઇ જાય છે, બીજું કાંઇ રહેતું નથી. અને એજ અંતનો મોક્ષ છે. એવો ઉપદેશ તેના ગુરૂ કરી, સંસારના ઉત્તમ જણાએલા પંચ વિષયનાં સુખો ભોગવી લઇ, મહા અદ્દભૂત શક્તિ પ્રાપ્ત કરી લઇ, અંતે શૂન્ય રૂપ થઇ મૂળ પ્રકૃતિમાં લય પામવું એજ તેનો અંતનો પુરૂષાર્થ છે. એવો બોધ કરે છે, અને કેટલેક પ્રસંગે ઇષ્ટની ઉપાસના કરવા સારૂ કાલીકા, ભૈરવી, યોગીની વગેરે બીજા બીજા પ્રકારનાં ભયંકર રૂપો ધારણ કરવા વાળી મહાદેવી (શક્તિ)ની ધારણા કરી, તેનું ધ્યાન અને ઉપાસના કરવાને માર્ગે તેના તાંત્રીક ગુરૂઓ દોરવે છે.

તેમાં અનેક જન્મો ધારણ કરતા કરતા લય પામી જેમ થાકેલો મનુષ્ય રાત્રે નીંદ્રા લીધા પછી સવારે જ્યાંથી પોતાનું જે કરવાનું કાર્ય અધુરૂં રહ્યું હોય, તે કરવાને તાજો થાય છે, તેમજ અજ્ઞાની બાળક જીવો પોતાનું અંતનું પરીણામ જે સ્વરૂપાનુસંધાન તે થતાં સુધી આવિર્ભાવ અને તિરોભાવને પામ્યા કરે છે, એવા જીવોમાં સઘળા એક વખતના અને એકજ સમાન કર્મના હોતા નથી, પણ પ્રથક પ્રથક મન્વાન્તરમાં પંચ વિષયનો અનુભવ કરીને નવા નવા કર્મો ઊત્પન્ન કરતા જાય છે. તેથી તેવા જીવોના આપણે મૂખ્ય ત્રણ વર્ગ પાડી તેમની કેવા પ્રકારની ઉન્નતિ થાય છે, તે જોઇએ.

જે પ્રથમ વર્ગના હોય છે, તેણે તો આ સંસાર અને તેના પંચ વિષયાદિકનો અનુભવ કેટલોએક મેળવેલો હોય છે, ખરો, પણ તે સમ્પૂર્ણ નહિં હોવાને લીધે આ અને પરલોકના સુખની કેટલીએક વાંસના તેમને રહી ગએલી હોય છે, માટે તેવા જીવો પોતાના કર્માનુસાર પુનરપી જન્મ ધારણ કરી પુર્વેની વાંસના પ્રમાણે શુભાશુભ કર્મ કરી બીજા જન્મ સારૂ દૈવી અને આસુરી એ બેઉ સંપત્તિનો સંગ્રહ કરે છે. તેણે કરી તેવા જીવોની વૃત્તિ પરોપકારાદિ શુભ કર્મ કરવા ઉપર તથા પોતાના કર્માનુસાર કોઇ પણ ઇષ્ટદેવ તથા ગુરૂ આદિકની ભક્તિ અને સેવા કરવા ઉપર કાંઇક લક્ષ રહે છે.

પ્રથમ સકામ ભકિતનો અનુભવ મેળવ્યા પછી તેનું વલણ નિસ્કામ ભકિત અને જ્ઞાન મેળવવા તરફ થાય છે, બીજા જે મધ્યમ પંકિતના જીવો આ મન્વાન્તરમાં જન્મ પામેલા છે. તેમણે પુર્વ જન્મમાં આ લોક અને પરલોકનાં સુખનેજ અંતનુ પરીણામ સમજી પોતાના ઐહિક સ્વાર્થ કરવાના કર્મો ઉપર વિશેષ પ્રીતી હોવાથી તેમાંથી કાંઇક અવકાશ મળે તોજ કાંઇક ધર્મ ભકિત અને જ્ઞાન મેળવવાનાં કર્મો કરવાની વૃત્તિ થાય છે, તેથી આ જન્મમાં પણ ઐહિક સુખની વૃત્તિ દ્રઢ કરવા ઉપર લક્ષ

જાય છે. તેથી કેવળ સ્વાર્થમય ચીત થઇ જાય છે. એમ છતાં તેવાને પુર્વેનાં કાંઇક શુભ સંસ્કારને લીધે પોતાને અનુકુળ આવે એવા ઇષ્ટદેવ તથા ગુરૂ વીગેરેની પુંજા સેવા અને ભકિત, સકામ વૃન્તિથી કરે છે. તેમાં જો પોતાના ઐહિક સુખની ધારેલી ઇચ્છા પુર્ણ નહિં થઇ, તો તે દેવને પડતા મૂકી નવા નવા ઇષ્ટદેવ અને ગુરૂ શોધવાનો પ્રયત્ન કર્યા કરે છે. એવી રીતે થયાથી વારંવાર તેવાંજ કર્મ કરી, પુનરપી જન્મ મર્ણ પ્રાપ્ત થઇ, મનુષ્ય દેહ વ્યર્થ ગુમાવે છે. હવે જે આ મન્વાન્તરમાં કનિષ્ટ ત્રીજા પ્રકારના જીવો જે જન્મ પામેલા છે, તેમને તો પુર્વ જન્માન્તરથીજ આ સઘળી દ્રષ્ટ સૃષ્ટીજ સત્ય મનાઇ તેનાં ઉન્તમ સુખ પ્રાપ્ત કરવાં એજ અંતનું પરીણામ અથવા મોક્ષ સમજે છે, તેથી એવા જીવોને કર્મ અને પુનર્જન્મ અસત્ય મનાયાં છે, એટલુંજ નહિં પણ ઇશ્વર વિષે પણ અનાસ્થા હોય છે, તેથી તેવા જીવોની આ જન્મમાં પણ પ્રથમથીજ ઐહિક સુખ અને દ્રવ્ય તથા સન્તા મેળવવાનાં કાર્યો તન, મન અને ધનનું કષ્ટ સહન કરી કરવાની વૃન્તિ વારંવાર થયા કરે છે. તેથી તેવા જીવોની માનસીક વૃન્તિનો પ્રકાશ વિશેપ થતો જાય છે, ખરો. પણ જેમ જેમ માનસીક જ્ઞાનની ઉન્નતિ થતી જાય છે, તેમ તેમ આ લોકમાં આસુરી સંપન્તિ જે ધન, દોલત અને સન્તા આદિ પ્રાપ્ત કરવાની તૃષ્ણા વૃદ્ધિને પામતી જાય છે, તેણે કરી આ કર્મ ભૂમીના બાળક જીવોને અનુભવ કરવાનાં ઉત્તમ સાધનો વિશેપ મળતાં જાય છે. અને તેમાંથી કેટલાકની વૃન્તિ તત્વાદિકનું ઊંચું જ્ઞાન મેળવી સૃષ્ટીના બન્ધારણનું મૂળ કારણ શોધવા ઉપર તેમની વૃન્તિ જાય છે, એ સઘળું આપણે હાલના અતિ આગ્રહી તત્વ વિદ્યાના શોધકો પ્રાશ્ચાત દેશના પુરૂષોએ સર્વ જન ઉપયોગી અતિ અદ્ભુત ઉપયુકત યાંત્રીક, રસાયન અને દર્શન વગેરે વિધાનો પ્રકાશ કર્યાથી આ સંસારનાં ઉન્તમ સુખ અને સન્તા મેળવવાનાં સા-

થનો પણ ઘણાખરાઓએ શોધી કાઢેલાં છે.

એવી રીતે જેમ જેમ જડ પ્રકૃત્તિનો આવિરભાવ વિશેષ થતો ગયો, તેમ તેમ એક અદ્વૈત શુધ્ધ ચૈતન્ય તીરોભાવને પામતું ગયું. તેણે કરી પંચ ઇન્દ્રિયોને મોહ ઉપજાવનારા અનેક પ્રકારનાં ભીન્ન ભીન્ન શબ્દ સ્પર્શાદિક પંચ વિશયોના સ્થૂળ પદાર્થોની વૃધ્ધિ કરવામાં મનુષ્ય પ્રાણીઓ પોતાની માનસીક શકિતનાં બળનો ઉપયોગ કરતા ગયા, તેથી ઐહિક ઇન્દ્રિય ઉ-તેજક મોહ ઉપજાવનારાં ભક્ષપાન કરવા લાગ્યા, તેથી પોતાના કરતાં નબળાં પ્રાણીઓ ઉપર સત્તા ભોગવી આ સંસારનાં ક્ષણભંગુર અલ્પ સુખ પ્રાપ્ત કરી લેવાં, એજ પોતાના જન્મનું સાર્થક સમજી તે મેળવવા માટે કપટ, છળ, ભેદ, અસત્યતા કરવાને આઘું પાછું જોતા નહિં. તેણે કરી દુર્ગુણની વૃદ્ધિ થઇ, સદ્‌ગુણનો લોપ થતો ગયો. અને રજો તથા તમોગુણની વૃદ્ધિનો આ કાળ આવ્યો, તેથી એ કળીયુગ કહેવાય છે. એ કાળમાં આપણે પાછળ જણાવેલા ત્રણ પ્રકારના મનુષ્ય પ્રાણીમાંથી જે પ્રથમ પ્રકારના મનુષ્યો જેણે પૂર્વ જન્મમાં કાંઇ શુભ કૃત્યો કરી, ધર્મ, ભકિત, વગેરે કાંઇ પણ ધર્મનું કાર્ય કરેલું છે. એવાનો જન્મ થયો છતાં પોતાની આસપાસના મોહક અને કેવળ સ્વાર્થી મનુષ્યના વાતાવરણ (ઓઝ)માં રાત્ર દિવસ રહેવાથી કેવળ નિસ્કામ ભકિતની ઇચ્છા થઇ નહીં, પણ સકામ શ્રી રામ. કૃષ્ણાદિકની ભકિત પોતાને સુખ પ્રાપ્ત કરી લેવાની ઇચ્છાથી કરવા માંડી અને દાન પુન્યાદિક જે જે ધર્મના કાર્યો કરે તેમાં મુખ્ય હેતુ આ લોક અને પરલોકનાં સુખ પ્રાપ્ત કરવાને માટેજ. તેથી એવા ભકતોની વિષય વાસના અતી બળીષ્ટ થવાથી અપરીમીત તૃષ્ણાને લીધે કલ્પ વૃક્ષ રૂપ સનાતન ધર્મ અને અધર્મની મર્યાદામાં રહેવાનું છોડી દઇ, કેવળ સ્વચ્છંદ રીતે પોતાનો સ્વાર્થ કરી લેવા ઉપરજ વૃત્તિ થએલા મનુષ્યો જેવામાં આવે છે.

હવે જે બીજા પ્રકારના જીવો જેણે પૂર્વ જન્મમાં કાંઇક નીતી તથા કોઇ ઇશ્વર ઉપર કાંઇ આસ્થા રાખી, કાંઇ પણ પરોપકારનાં કામ કરે તો તે પોતાની કીર્તી અને માન પ્રાપ્ત કરવા સારૂજ કરે છે. અને પોતાનો ઘણો કાળ નવા નવા વસ્ત્ર તથા અલંકાર તથા ખાનપાનની વસ્તુ પ્રાપ્ત કરવી, તથા પોતાથી ઉતરતા મનુષ્યો પાસેથી મનની ઇચ્છા રાખી તેમના ઉપર સત્તા ભોગવવાની વૃત્તિ રહે છે. તે સમભાવ, ભ્રાતૃભાવ થી કેટલો લાભ થાય છે, તેમાંનું તેવાં મનુષ્યોને કાંઇજ ભાન હોતું નથી. માટે પોતાના સ્વાર્થને સારૂ કપટ, છળ, ભેદ, એ સઘળું પોતાના સ્નેહી અને સગાં કુટુંબમાં પણ કરવાનું ભૂલતા નથી, તેણે કરી પરસ્પર વિરોધ અને કંકાસ વૃદ્ધિને પામતો ગયો. હવે જે ત્રીજા પ્રકારના જીવો આ મન્વાન્તરમાં જન્મ પામેલા છે, તેમાંના ઘણાઓએ પૂર્વ જન્મમાં ઉત્તમ માનસીક જ્ઞાન તથા તત્વ વિદ્યા પ્રાપ્ત કરવામાં તન, મન, અને ધનનો ખર્ચ કરી. ઘણાં કષ્ટ પણ સહન કરેલાં હતાં, તેથી તેવાં સ્ત્રી, પુરૂષોને આ જન્મમાં અધ્યાત્મ વિદ્યા અને ઇશ્વર ઉપર કેવળ આસ્થા હોતી નથી. માટે આ જન્મમાં નવા નવા કળા કૌશલ્યાદિ તથા રસાયનાદિકની વિદ્યા પ્રાપ્ત કરી ધન સમ્પાદન કરવા ઉપર તેમની પ્રીતી થવા માંડી. વળી તેમાંના કેટલાકોને રાજ સત્તા પ્રાપ્ત કરવા ઉપર વિશેષ લક્ષ લાગ્યું. તેથી ઘણે પ્રસંગે દ્રવ્ય અને રાજ લોભને લીધે યુદ્ધનો પ્રસંગ આણી હજારો મનુષ્ય પ્રાણીનો સંહાર કરવામાં કાંઇ પણ વિચાર રહ્યા નહિં. એમ છતાં તેવાં સ્ત્રી પુરૂષો કાંઇ સત્યતાની વર્તણુંક કરે તો તે માત્ર એકલા પોતાના દેશ અને પ્રજાને માટેજ. અને સંપ ઐકયતા પણ તેવાજ પ્રકારના હેતુથી કરે. પણ સઘળા મનુષ્ય પ્રાણીના સ્થૂળને અર્થે સત્યા સત્ય, સત્ય વર્તણુંક અને સંપ કરવાની ઇચ્છા થતી નથી. તેવા તેમાંના વિદ્વાન પુરૂષો જડ પ્રકૃતિના એક પરમાણુ જેનું પ્રથક્કરણ જાણી તે વિદ્યાથી થઇ શકતું નથી. તેજ પરમા-

ણુંને અંતની એક સત્ય વસ્તુ સમજી તેમાંથીજ કંપન ઉત્પન્ન થઇ, વિદ્યુતદ્વારા તે પરમાણુંમાં ગતી ઉત્પન્ન થઇ સઘળા બ્રહ્માન્ડના ગોળાઓ સ્નેહાકર્ષણના ગુણથી ઉત્પન્ન થયા. એવી રીતે સૃષ્ટીની ઉત્પન્તિ એક સ્વભાવિક નિયમથીજ થાય છે. એનો કર્તા કોઇ જ્ઞાન શકિત નથી, એમ માન્યું. વળી મનુષ્ય પ્રાણીનું બન્ધારણ પણ સ્વભાવીક રસાયન પ્રયોગથી તત્વના બન્ધારણથી એની મેળેજ ઉત્પન્ન થાય છે. અને યંત્રની પેઠે નાશપણ પામે છે. તેથી જન્મ પણ એકજ માને છે, અને કર્મના નિયમનો સંબંધ મનુષ્ય પ્રાણી સાથે છે, એનું જ્ઞાન બીલકુલ હોતું નથી, વળી એવા વર્ગમાંથી કેવળ સ્વાર્થી મનુષ્યો જેઓએ પૂર્વ જન્માન્તરોથી તત્વ શ્વાસોશ્વાસ વિધાનો હઠ યોગ દ્વારા અભ્યાસ કરી, જેણે ઘણા કાળ સુધી પરીશ્રમ કરી, શૂક્ષ્મ મહાભૂત ઉપર કાંઇક સન્તા મેળવેલી હોય છે, તેવા મનુષ્યો આ જન્મમાં પ્રથમ પોતાના સ્વાર્થે સારૂ મંત્ર અને તંત્રદ્વારા મારણ અને વશીકરણ વગેરે વિદ્યા પ્રાપ્ત કરવા સારૂ પોતાની કલ્પનાના ક્ષુદ્ર દેવતા અને ગ્રામ દેવતાઓની ઉપાસના અને ભકિત અતિ દારૂણ કષ્ટ સહન કરી કરવા માંડી. અને મલીન દેવતાઓને માંશ, મદિરા વગેરેનું ભક્ષ આપી તેઓની પ્રીતી સમ્પાદન કરી, આ લોકમાં પોતે ધન, ધાન્ય, સ્ત્રી, અને ઐશ્વર્ય એ સઘળાની પ્રાપ્તી કરમાંજ પોતાનો કાળક્રમણ કરવા માંડયો તેથી પણ સન્તોષ નહિં પામતાં તેમની ઇચ્છા આપણે પાછળ જણાવ્યા પ્રમાણે ઇન્દ્રાદિક દેવગણોના ઉપર પણ પોતાની સન્તા મેળવવા સારૂ મૂળ પ્રકૃતિને દેવી રૂપે ધારણ કરી તેની ઉપાસના અતિ આગ્રહથી કરી, અનેક જન્માન્તરનાં પરીશ્રમથી કાંઇક તેવી શકિત પ્રાપ્ત થવાથી અતી ઘોર અશુભ કર્મો મહા કલ્પ પર્યન્ત કરનારા થયા. અને અન્તે મહા કલ્પના પ્રલયના સમયે શુન્ય રૂપ પ્રકૃતિમાં પોતે લય પામી, શુન્ય રૂપ થઇ ગયા. એવા વામ માર્ગીઓએ અંતરીક્ષના મલીન તત્વ દેવતાઓની સહા-

યતાથી આતી અદ્‌ભૂત શકિત કેવી રીતે મેળવી એનો વિચાર આગળ કરીશું. इति वचनामृतम् ।

# वचनामृत २३ मुं

પરમપ્રીય શ્રદ્ધાળુ ધર્મ જીજ્ઞાસુ ભાઇઓ—આપણા પુરાણોમાં ઉર્ધ્વ સપ્ત લોક અને અધો સપ્ત લોક મળી ચૌદ લોક કહ્યા છે. પણ તેનો યથાર્થ ગુહ્યાર્થ કોઇ ઠેકાણે પ્રગટ કરેલો નથી. તેનું કારણ તે ત્રીકાળદર્શી મહાત્માઓએ જાણ્યું હતુ કે, જ્યારે મનુષ્ય ઉન્નતિ ક્રમના ઉંચે સ્થાને આવશે, ત્યારે કોઇ યોગ્ય પાત્રદ્વારા મળી શકશે. તેણે કરી હાલમાં પુરાણી, પંડીત, શાસ્ત્રી, અને હઠયોગીઓ પણ એનો સત્ય ગુહ્યાર્થ સમજી શકતા નથી, પરન્તુ આ સમયે માનસીક જ્ઞાનની ઉત્તમ પ્રકારની ઉન્નતિ થવાથી પૂર્વના શુભ સંસ્કારી જીવોની વૃત્તિ એવા ગુહ્યાર્થ જાણવાની થએલી છે, તેથી કરૂણાનીધી ગુપ્ત ગુરૂદેવની કૃપાથી એના કેટલાએક ગુહ્યાર્થની અલ્પ સુચના જેમ જેમ આપણે અધીકારી થતા જઇએ છીએ, તેમ તેમ યોગ્ય પાત્રદ્વારા મળતી જાય છે, તેથી હાલમાં રાજવિદ્યાના વિદ્યાર્થીઓ જાગ્રત, સ્વપ્ન, શુશુપ્તી, એ ત્રણે અવસ્થામાં જ્ઞાન સહિત ધ્યાનેકરી પ્રાપ્ત થએલી જે સ્થિતી તેનેજ લોક સમજે છે, પણ હાલમાં પંડીત પુરાણીની પેઠે આપણી પૃથ્વીના જેવા બીજા ઉર્ધ્વ અને અધો લોકને સ્થુળ સમજી તેમાં આપણા જેવી સ્થુળ સૃષ્ટી છે એવું સમજતા નથી. સપ્ત ઉર્ધ્વ, લોકની પ્રાપ્તી દૈવી પ્રકૃતિવાળા અધીકારી રાજવિદ્યાના વિદ્યાર્થીઓને માટે શ્રી જગદ

ગુરૂ શંકરસ્વામીએ ઉંચી ચાર પ્રકારની દિક્ષા મળવાથી તેની પ્રાપ્તી થઇ શકે એવું જણાવેલું છે. તેની અલ્પ સુચના આપણે પાછળ જણાવેલી છે. તેથી હવે આ પ્રસંગે આસુરી પ્રકૃતિવાળા કેવળ સ્વાર્થી વામ માર્ગી અને મલીન તાંત્રીક વિદ્યાના ઉપાસકો તથા જડ તત્વ વિદ્યાના કેવળ નાસ્તીક સ્ત્રી, પુરૂષોને સપ્ત અધો લોકની પ્રાપ્તી કેવી રીતે થઇ શકે છે, તેનો વિચાર કરીએ.

આ ભુ લોક દૈવી અને આસુરી એ બેઉ પ્રકારના મનુષ્યોને કર્મો કરવાની આ કર્મ ભૂમી છે. માટે એમાં જે ઉત્તમ સંસ્કારી આત્મ વિદ્યા પોતે પ્રાપ્ત કરી લઇ, જ્ઞાન અને યોગ વિદ્યાનું શિક્ષણ યોગ્ય ગુરૂદ્વારા લીધા પછી નિરંતર કેવળ નિશ્કામ વૃત્તિથી જન સમૂહના કલ્યાણને અર્થે શુભ કર્મો કરી ઉર્ધ્વ લોકની પ્રાપ્તી કરવાનું સાધનભૂત આ સ્થાન છે. તેમજ એથી ઉલટું કેવળ આસુરી પ્રકૃતિવાળા જીવોને કેવળ અમંગળ, અશુભ, નિંદીત, કેવળ સ્વાર્થનાં કાર્યો કરી લઇ, અને શુન્ય રૂપી અતિ અઘોર અંધકારમાં પડવાનાં કાર્યો કરવાની અશુભ કર્મ ભૂમી પણ એજ છે. માટે એને ગુપ્ત વિદ્યાના વિદ્યાર્થી પાતાળ અથવા કેવળ નીચું સ્થાન પણ કહે છે. માટે તેવા તેવા સ્થાનને પામેલા મનુષ્યો પોતે જેમાં રહેલા છે, તેજ સ્થાનને (સ્થીતીને) સત્ય માની તેમાં કેટલોએક કાળ રહ્યા પછી પુનરપી સ્થૂળ દેહ પ્રાપ્ત કરી, આ ભૂલોકમાં આવી જ્યાંથી તેને યોગ્ય કર્મ કરવાનું બાકી રહ્યું હોય. ત્યાંથી તે પાછો આરંભ કરી, તેની દ્રઢતા કરી, બીજા પોતાને યોગ્ય લોકમાં જવાની સામગ્રી તૈયાર કરે છે. એ ભૂલોકને વામમાર્ગી તાંત્રીકો વિશ્વાનર પણ કહે છે. કેમકે એવા જીવો પોતાને નિરન્તર વસવાનું એ સ્થાન અથવા ભુમી સમજે છે, એમાં રહી પોતાના મલીનસ્થૂળદેહ અને મલીન અધોમન દ્વારા તેવાજ મલીન ગુરૂની દિક્ષા લઇ, તેની આજ્ઞા પ્રમાણે કેવળ અમંગળ ભક્ષ પાન મલીન દેવતાને અર્પણ કરી, તેની પ્રસાદિ પોતે લઇ, પંચ વિષયની ઇન્દ્રિયો-

સારૂં તળ કેહેવાય છે. કેમકે એવી સ્થીતિમાં પડેલો 'અઘોરી' અમંગળ વ્યક્તીમાં વ્યાપક છતાં કાંઇ પણ કાર્ય નહિ કરતાં તમો ગુણની નિદ્રામાં અતિ દિર્ઘ કાળ સુધી પડી રહે છે.

પછી અવ્યક્ત મલીન મહત એટલે પ્રકૃતિના અતિ સુક્ષ્મ પરમાણું રૂપ પોતે થઇ, જે સ્થિતીમાં રહે છે. તેને વિતળ જાણવું. એ સ્થિતીમાં કાંઇક મલીન જ્ઞાનના અંશ રહે છે. એવી સ્થિતીમાં અતી દીર્ઘકાળ રહ્યા પછી અન્તે આવા કેવળ અંધકારરૂપ તમો ગુણની નિદ્રામાં પડેલો કષ્ટ પુરૂપ મુળ પ્રકૃતિમાં લીન થઇ જઇ, કેવળ શુન્ય રૂપ થાય છે. ત્યાં તે મહાકલ્પના અંત સુધી રહે છે. ત્યાર પછી બ્રહ્માની નવી સૃષ્ટીના ઉત્પન્ન સમયે એવા જીવોને કાંઇક શુભ સંસ્કાર થવાનો સમ્ભવ હોય છે. આપણે પાછળ જણાવ્યા પ્રમાણે સામ્પ્રત કાળમા માનસીક જ્ઞાનની ઉન્નતિને પામેલા પ્રાશ્ચાત દેશના તત્વવેત્તાઓ રસાયન, યાંત્રીક, ખગોળ વગેરે વિદ્યાનુ જ્ઞાન પ્રયોગો સહીત સાક્ષાત્કાર કરી લીધા પછી ઘણા માનસીક જ્ઞાનમાં તેઓ ઉન્નત્તિને પામતા જાય છે.

તેમાંના અતિ આગ્રહીઓએ પંચ મહાભૂતના ભીન્ન ભીન્ન પૃથક્કરણ કરી, તેના સંયોગી કરણ યંત્રોની સહાયતાથી કરી, એ ભુતોમાંના સ્થૂળ ભૂત જળ, અગ્ની, વાયુ વગેરેનો અદ્ભૂત શક્તિઓનો ઉપયોગ પોતાના ઐહિક (સંસારીક) સુખમાં કરી, ઘણું દ્રવ્ય સમ્પાદન કરી, સર્વોપરી સત્તા પણ પ્રાપ્ત કરેલી છે. સ્થૂળમાં પણ ગુપ્ત યોગવિદ્યાથી પ્રાપ્ત થતી સીદ્ધિઓમાંથી કેટલીએક પ્રાથમીક સિદ્ધીના અંકુરો પણ તેમને જણાવા માંડયા છે, તેમાંના કેટલાએક મનુષ્યોએ પોતાના ગુપ્ત વિચારોની સત્તા બીજા ઉપર કેટલેક અંશે કરી શક્યા છે. કેટલાક કાંઇક બીજાના ગુપ્ત વિચારો જાણી શકે છે. તથા હજારો કોશ ઉપર રહેલા મધ્યસ્થ યંત્રદ્વારા પોતે વાતચીત પણ કરી શકવાના સાધનો મેળવેલાં છે. ઇત્યાદિ અલ્પ સિદ્ધી મેળ-

મલીન સ-તા અલ્પમતીના અજ્ઞાની અને ભોળા બીકણ સ્ત્રી, પુરૂષો ઉપર તે અદ્રષ્ય સ્થીતીમાં રહી સ-તા ચલાવે છે. તથા કોઇ સત્ય ધર્મના શુભ સંસ્કારી ને સત્ય માર્ગેથી ભ્રષ્ટ કરવાને પણ પ્રયત્ન કરે છે. માટે એ સ્થીતીને તળાતળ કહે છે.

એ દિક્ષાનો સંપુર્ણ અનુભવ મેળવ્યા પછી એ યોગીને વામ મહાત્માની દીક્ષા મળે છે. એમાં એ મલીન મહાત્મા પોતે સુક્ષ્મ કામ રૂપ ધારણ કરી નિરંતર બાળકો અને ભોળા અને અલ્પ જ્ઞાની સ્ત્રી પુરૂષોને સ્વપ્નાવસ્થામાં અશુભ સંસ્કાર કરી તેમને શુભ માર્ગેથી ભ્રષ્ટ કરવાને પ્રયત્ન કરે છે. તેમ કરતાં કરતાં કોઇ સ્ત્રી પુરૂષ પોતાની સંપુર્ણ મલીન સ-તામાં આવ્યો એટલે તેને સ્થુળ દેહમાં પણ પોતાની સ-તામાં રાખી મલીન અશુભ અને ઘાતકી કર્મો કરવા ઉપર દોરે છે. તેણે કરી તેવા મલીનની અદ્રશ્ય સ-તાથી આ લોકના મનુષ્ય પ્રાણીના સમુહનુ વલણ વિશેષ કપટ, છળ ભેદ કરી એક બીજામાં વિશેષ કરવાનુ થાય છે. વળી એવા વિઘ્ન સતોષી મલીનો સુક્ષ્મ લોકમાં રહેલી મલીન સુક્ષ્મ વ્યક્તિને પણ પોતાની પ્રબળ પ્રેરણાથી બળવાન કરી અંતરીક્ષમાં રેહેલાં જે પંચ મહાભુતના તત્વો તેમાં પણ વિકાર ઉત્પન્ન કરી પૃથ્વીના વાતાવરણને વિષ (ઝેરી) પરમાણુ-ઓનો અંશ મિશ્ર કરવાથી અનેક પ્રકારના નવા નવા ઝેરી સુક્ષ્મ તંતુઓ ઉત્પન્ન થઇ તે મનુષ્યના શ્વાસોશ્વાસમાં આવવાથી અનેક પ્રકારના નવા નવા વ્યાધીઓ ઉત્પન્ન કરી હજારો પશુ પક્ષી અને મનુષ્યનો સંહાર પણ ઘણે પ્રસંગે થાય છે. એવી મલીન-તાને રસાતળ (કરતળ) કહે છે. કેમકે એ સ્પર્શ અને ; ચેપ ઉત્પન્ન કરવાનું સ્થાન છે. એવાં સ્થાનમાં રહી અશુધ્ધ કર્મની પરીકાષ્ટા કર્યા પછી એવા મલીન મહાત્માઓને રૂપ સૃષ્ટીમાં કાંઇ કરવાનુ બાકી રેહેતુ નથી. તેથી જેમ થાકેલા મનુષ્યને નિરાંતે સુવાની ઇચ્છા થાય છે. તે પ્રમાણે એ મલિન તાંત્રીક મલીન સુત્રાત્મા થઇ સુતળ એટલે તેવાને સારૂં અંધકારનુ

સારૂં તળ કેહેવાય છે. કેમકે એવી સ્થીતિમાં પડેલો અઘોરી અમંગળ વ્યક્તીમાં વ્યાપક છતાં કાંઇ પણ કાર્ય નહિ કરતાં તમો ગુણની નિદ્રામાં અતિ દિર્ધ કાળ સુધી પડી રહે છે.

પછી અવ્યક્ત મલીન મહત એટલે પ્રકૃતિના અતિ સુક્ષ્મ પરમાણુ રૂપ પોતે થઇ, જે સ્થિતીમાં રહે છે. તેને વિતળ જાણવું. એ સ્થિતીમાં કાંઇક મલીન જ્ઞાનના અંશ રહે છે. એવી સ્થિતીમાં અતી દીર્ઘકાળ રહ્યા પછી અન્તે આવા કેવળ અંધકારરૂપ તમો ગુણની નિદ્રામાં પડેલો કષ્ટ પુરૂષ મુળ પ્રકૃતિમાં લીન થઇ જઇ, કેવળ શુન્ય રૂપ થાય છે. ત્યાં તે મહાકલ્પના અંત સુધી રહે છે. ત્યાર પછી બ્રહ્માની નવી સૃષ્ટીના ઉત્પન્ન સમયે એવા જીવોને કાંઇક શુભ સંસ્કાર થવાનો સમ્ભવ હોય છે. આપણે પાછળ જણાવ્યા પ્રમાણે સામ્પ્રત કાળમાં માનસીક જ્ઞાનની ઉન્નતિને પામેલા પ્રાશ્ચાત દેશના તત્વવેત્તાઓ રસાયન, યાંત્રીક, ખગોળ વગેરે વિદ્યાનું જ્ઞાન પ્રયોગો સહીત સાક્ષાત્કાર કરી લીધા પછી ઘણા માનસીક જ્ઞાનમાં તેઓ ઉન્નત્તિને પામતા જાય છે.

તેમાંના અતિ આગ્રહીયુરોપીયનોએ પંચ મહાભૂતના ભીન્ન ભીન્ન પૃથક્કરણ કરી, તેના સંયોગી કરણ યંત્રોની સહાયતાથી કરી, એ ભુતોમાંના સ્થૂળ ભૂત જળ, અગ્ની, વાયુ વગેરેનો અદ્‌ભૂત શક્તિઓનો ઉપયોગ પોતાના ઐહિક (સંસારીક) સુખમાં કરી, ઘણું દ્રવ્ય સમ્પાદન કરી, સર્વોપરી સત્તા પણ પ્રાપ્ત કરેલી છે. સ્થૂળમાં પણ ગુપ્ત યોગવિદ્યાથી પ્રાપ્ત થતી સીદ્ધિઓમાંથી કેટલીએક પ્રાથમીક સિદ્ધીના અંકુરો પણ તેમને જણાવા માંડયા છે, તેમાંના કેટલાએક મનુષ્યોએ પોતાના ગુપ્ત વિચારોની સત્તા બીજા ઉપર કેટલેક અંશે કરી શકયા છે. કેટલાક કાંઇક બીજાના ગુપ્ત વિચારો જાણી શકે છે. તથા હજારો કોશ ઉપર રહેલા મધ્યસ્થ યંત્રદ્વારા પોતે વાતચીત પણ કરી શકવાના સાધનો મેળવેલાં છે. ઇત્યાદિ અલ્પ સિદ્ધી મેળ-

વ્યાથી તેમને એવો નિશ્ચય થયો છે. કે, મૂળ પ્રકૃતિનો એક જડ પરમાણુંજ સત્ય અનાદિ વસ્તુ છે. તેમાંથી સઘળી શક્તિ અને ગતિ ઉત્પન્ન થઇ, તેના રસાયન પ્રયોગ આકર્ષણ શક્તિ થી સઘળી સૃષ્ટી તથા મનુષ્ય પણ એક સ્વભાવિક ગુપ્ત સત્ય નિયમથીજ એની મેળે ઉત્પન્ન થયા કરેછે. તેથી મનુષ્ય વિના એવી કોઇ બીજી વસ્તુ નથી કે જેમાં જ્ઞાન શક્તિ રહી શકે અને પ્રકૃતીના કાર્યો કરે. જ્ઞાનને માટે તો સ્થુળ વાહન અથવા સ્થુળ શરીર જોઇએ તે વિનાં પ્રકૃતીના પરમાણુમાં રેહેલી ઉત્તમ જ્ઞાન શક્તી આવી શકેજ નહિ એમ માની કેવળ નાસ્તીક થવાથી માત્ર આલોક અને આ દેહ સિવાય બીજું આગળ કે પાછળ કાંઇજ નથી. તેથી મર્ણ પછી સઘળું જે તત્વનું એ બનેલું છે તે તત્વમાંજ સ્વભાવીક રસાયન પ્રયોગથી મળી જાય છે.

એવા જ્ઞાન અને કેળવણીનો જ્યારથી પ્રસાર આપણી આર્ય હીંદુ ભુમીમાં થયો ત્યારથી અહીંના અલ્પમતિવાળાં મનુષ્યોની માનસીક જ્ઞાનની કેટલીએક ઉન્નતી પ્રશ્ચાત કેળવણીથી થઇ ખરી. પણ એ પ્રશ્ચાત દેશના ઉત્તમ માનસીક જ્ઞાનવાળા શીક્ષકો અને શીક્ષા ગુરૂઓનો આગ્રહ તથા તેમના કળા કૌશલ્યાદીક શુભ ગુણોનું ગ્રહણ આજ સુધી કરી શકયા નથી. પરંતુ તેમના માત્ર દુર્ગુણોનું ગ્રહણ કરી પંચ વિષયના ભોગની તૃષ્ણા વધારી લીધી. તેથી પોતાની વિષય વાસના પુરણ કરવા સારૂં કપટ છળ ભેદ કરી દ્રવ્ય અને સત્તા મેળવવાની ઇચ્છા રાખતાં થયા. તેથી પોતાના સ્વધર્મની છાયામાંથી પણ ભ્રષ્ટ થઇ કેવળ નાસ્તીક થતા જણાય છે. એ પ્રમાણે હાલનાં આર્ય દેશના ભાઇઓ બેઉ રીતે એટલે દૈવી પ્રકૃતી દ્વારા પોતાની જ્ઞાન શકતીની વૃદ્ધિ કરવાના માર્ગમાંથી ભ્રષ્ટ થઇ અજ્ઞાનની અકુંચીત મર્યાદામાં આવી પડયા. અને ધર્મમાંથી પણ છેક ભ્રષ્ટ થયા. એવી રીતે આગળ ચાલ્યા કરશે તો વીનાશ નિશ્ચય થશે એમ આપણા પાછળ જણાવેલા કરૂણાનીધી ગુપ્ત

ગુરૂદેવોએ જાણુવોથી ગયા સત્તાવીશ વર્ષમાં રાજવિદ્યાના મુળ તત્વોથી ઉત્તમ માનસીક જ્ઞાની અને તત્વ વેત્તાઓને સ્પષ્ટ રીતે સીદ્ધ કરી દેખાડયું છે કે જ્ઞાન શકતી પ્રકૃતીવિનાં દરેક પરમાણુમાં ગુપ્તપણે રેહેલી છે. અને તે ઉન્નતીને પામતા પામતા મનુષ્યદેહમાં તે શકતી દ્રષ્યપણે વિકાશને પામે છે એની મર્યાદા કેટલી છે તે બાંધી શકાતી નથી. વળી સત્ય ન્યાયઅને ઉત્તમ પ્રકારની રાજ વિદ્યાથી પ્રાણી માત્ર પુનરા વૃત્તીના અખંડ સત્ય નિયમ પ્રમાણે પુનરપી જન્મ મરણને પામે છે.

તથા મનુષ્ય પોતાના કર્મ પ્રમાણે જન્મ ધારણ કરી આ સંસારનો અનુભવ મેળવે છે. તેવી રીતે કાંઇ ઇશ્વર જેવી કોઇ મહાગુપ્ત મહાશકિત જેમાં રહેલી છે, તે અદ્રષ્ય, અનિર્વચનીય વસ્તુથી આ બ્રહ્માન્ડની નિયમીત રચનાઓ છે, તેજ ઇશ્વર છે. એવી રીતે કેટલોએક સત્ય નિશ્ચય સંસ્કારી ઉત્તમ જ્ઞાનવાળાઓ ને કરાવી ધર્મની રક્ષા હાલ કાંઇક કરવા માંડી છે. પરન્તુ પ્રીય ભાઇઓ—આપણા પૂર્વે થઇ ગએલા ત્રીકાળદર્શી મહાત્માઓએ વિષ્ણુ અને કલ્કી વગેરે પુરાણોમાં આગળથી ભવિષ્ય કહેલું છે કે, કલીયુગના અન્તનો સમય જેમ જેમ સમીપ આવતો જશે, તેમ તેમ આસુરી પ્રકૃતિનું બળ વિશેષ થતું જશે. તે એટલે સુધી કે, મનુષ્ય પ્રાણીના સમૂહનું વલણ માત્ર ઐહિક સુખજ પ્રાપ્ત કરવા ઉપર થશે, સદ્ વિદ્યાનો નાશ થશે, ઇશ્વર વિષે અનાસ્થા થશે, તેણે કરી દૈવી પ્રકૃતિવાળા રાજયોગ ના વિદ્યાર્થી તથા બીજા આસ્તીક ધર્મવાળાઓને અતિ કષ્ટ સહન કરવું પડશે. કેમકે તેવા સમયમાં વામમાર્ગની વૃદ્ધિ થઇ, આસુરી મંત્ર, તંત્રના અજ્ઞાનથી તથા તેના મલીન પ્રયોગ થી મનુષ્ય અદ્દભૂત શકિત પ્રાપ્ત કરી, દૈવી પ્રકૃતિવાળા ધાર્મીક પુરૂષોનો નાશ કરવાને પ્રવર્તશે. તેમજ પાખંડ ધર્મ અને મત પંથો ઘણા થશે, અને તેના શિષ્યો ભ્રષ્ટ થએલા બૌધ ધર્મ ના તથા જડ વિદ્યાની કેળવણીવાળા જડવાદીઓ પણ અદ્દભૂત

નાં સ્વાર્થી મલીન વાતાવરણોથી અડચણો આવ્યા છતાં તથા તેમને અનેક પ્રકારનાં વેહેમી પુરૂષોથી કષ્ટ ભોગવ્યા છતાં આ સંસારના અલ્પ સમયનાં મનુષ્ય સમસ્તનાં માનસીક જ્ઞાનની ઉન્નતી થઇ પુનરાવૃતીની જે ઉંચી સ્થીતી. છે તેમાં તે મનુષ્યો આવવા માંડેલા છે. એટલું સ્તુતીપાત્ર છે. પરંતુ જે પુનરાવૃતીના નિયમથી ઉંચે શીખરે પહોંચેલા મહાત્માઓ છે તેમની પ્રેરણાથી હાલના મનુસ્યની સાંપ્રત માનસીક સ્થીતી ઉંચી દશામાં આવેલી જણાય છે. એવા મહા પુરૂષોની નજરે તો આ છેક ઉતરતી નીચી સ્થીતી છે. તેમને હજી ઊંચી સ્થીતીએ જવાનું બાકી રહ્યું છે- તેવી અતિ ઉત્તમ સ્થીતીએ પહોંચ્યા પછી ઇશ્વરી દ્રષ્ટીએ તે મનુષ્ય સંપુર્ણ ઉંચી સ્થીતીએ પહોંચેલો ગણાય ત્યારે ખરૂં.

આપણા વિશ્વમંડળની ઉન્નતિ બ્રહ્મા (મહત્)ની ગુપ્ત કલ્પનાથી થયલી છે. એ ઉપરથી જોતાં ઉર્ધ્વ સપ્ત લોક અથવા સપ્ત ભુમીકાઓ છે. એ પ્રત્યેક લોક ભીન્ન ભીન્ન પ્રકૃતિનાં તાત્વીક પરમાણુઓનાં બંધારણનાં છે. એમ છતાં સઘળાનું મુળ તત્વ તો એકજ પરમાત્મા છે. એટલે તેમાંથીજ સઘળું નીકળેલું છે. એ ઇશ્વરી મુળ કલ્પનાથી ભીન્ન ભીન્ન પ્રકારના રૂપો ઉત્પન્ન થઇ તે રૂપ શ્રષ્ટીમાં દ્રશ્યમાન થવા માંડયા. તેમાં આપણી સુર્યમાળાનાં આત્મા જે સુર્ય નારાયણ તેમનાથી આપણા મંડળની સઘળી ઉત્પત્તિ થઇ છે. એ સુર્ય દેવતાની છેક સમીપ તે અતિ સુક્ષ્મ શ્રષ્ટી, અને તેનાથી જેમ અંતરે જતા ગયા તેમ તેમ વિશેષ સ્થુળતા પ્રાપ્ત થતી ગઇ અને તેવી શ્રષ્ટી પણ સ્થુળ થતી ગઇ તેથી જ્યાં પ્રકૃતીના પરમાણુ સુક્ષ્મ ત્યાં ચૈતન્યની શક્તીનું બળ વિશેષ, અને તેની પેલી તરફ જેમ જેમ પ્રકૃતીનાં પરમાણુ વિશેષ ઘટ થવા માંડયા તેમ તેમ ત્યાં ચૈતન્ય શક્તીને આવરણ (પડદો) થઇ

તેનું બળ ન્યુન થતું ગયું. જેમ સુર્યને વાદળની છાયા પડવાથી ઝાંખો થઇ ઉષ્ણુતા કમી થાય છે તદ્દવત્—એવી રીતે ઉત્પન્ન થયલા ભીન્ન ભીન્ન લોકમાં ભીન્ન ભીન્ન પ્રકારનાં તેને અનુકુળ પ્રાણીઓ ઉત્પન્ન થયાં. તે પ્રમાણે ઉન્નતિ ક્રમના નિયમાનુસાર જડ પ્રકૃતીનાં સંબંધથી ઉતરતાં ઉતરતાં છેક આ નિચી સ્થુળ શ્રષ્ટીમાં આવ્યા પછી હવે પાછા ઉંચી સ્થીતી પ્રાપ્ત કરવાનો કાળ આવ્યાથી ધીમે ધીમે ઉંચી સ્થિતીએ પહોંચવાનું છે. હાલમાં કદાપી કળા કૌશલ્યથી માનસીક જ્ઞાનના બળે છેક ઊંચી સ્થીતીએ પહોંચેલા જણાય છે, પણ આગળ રાજવિદ્યાનો અભ્યાસકરી તેનો અનુભવ મેળવ્યાથી અતિ ઉત્તમ અદ્દભુત ઇશ્વરી શકતીવાળી ઊંચી સ્થીતી થવાનો આગળ સંભવ છે. માટે આ પ્રસંગે મનુષ્ય પ્રાણી વિનાં બીજાં પ્રાણી અને જડ વસ્તુનાં ઉન્નતી ક્રમ વીશે જે કહેલું છે તેનો સાર કહ્યા પછી આપણાં વચનામૃતની સંપુર્ણતા કરીશું.

મનુષ્ય પ્રાણીના અધીષ્ટાતા દેવતાની કરૂણાને લીધે તેમની ઇચ્છા સઘળા મનુષ્ય પ્રાણીઓને સ્થુળ શ્રષ્ટીનાં સત્તાધારી કરી, સુક્ષ્મ અને કારણ શ્રષ્ટીનાં ઊંચે સ્થાને ચડાવી સ્વર્ગ લોકની પ્રાપ્તી કરવાની ઇચ્છા છે. તે પુર્ણ થયા પછી સુષુપ્તી અવસ્થા વિષે અત્યાર સુધી માત્ર ઘણાંજ થોડા ઉન્નતિને માર્ગે ગયલા રાજયોગના અધીકારીઓ જાણે છે. પરંતુ હવે પછીનાં ઉન્નતી ક્રમમાં વૃદ્ધીને પામેલાં ઘણાં સ્ત્રી પુરૂષોને અનુભવ પુર્વક સંપૂર્ણ જ્ઞાન થવાનો સંભવ જણાય છે. એટલુંજ નહિ પણ એથી ઉંચી સ્થીતી જે તુર્યાવસ્થા જે કે નિશ્ચયાત્મક બુધ્ધી ચૈતન્યનું સ્થાન છે તેનો પણ અનુભવ કરી તુર્યાતીત એટલે મોક્ષની સ્થીતી ઘણાં મનુષ્યો ભવિષ્યમાં પ્રાપ્ત કરી શકવાનો સંભવ છે. એટલે આ ઉન્નતિ ક્રમમાં સ્થુળ, સુક્ષ્મ, સુષુપ્તી, તુર્યા, અને તુર્યાતીત એ પાંચે સ્થીતી પ્રાપ્ત કરવાનો સંભવ ઘણાં મનુષ્યને આ મન્વાંતરમાં છે. માટેજ આગ્રેહી રાજયોગના વિદ્યાર્થીઓ

છે તે તો થોડાજ જન્મમાં આ પાંચે સ્થીતીનો અનુભવ કરી લે છે. પણ બીજા જે પંચ વિષયની ત્રષ્ણાવાળા મનુષ્યો છે તેને તો એ સ્થીતીએ પહોંચતા અનેક જન્મો ધારણ કરી તેમાં અનેક પ્રકારના કષ્ટો સહન કરી તેનો સંપૂર્ણ અનુભવ મેળવ્યા પછી છેક મન્વાતરનાં અંત સુધી અથડાવું પડશે. વળી એ પરમદયાવાળાં બાઇ કહે છે કે સાંપ્રતકાળનાં મનુષ્ય તરફ નજર કરતાં આપણે એવું જણાય છે કે તેમનામાં આપણે ઉપર જણાવેલી ઊંચી પાંચે સ્થીતીનાં બીજો તો રહેલાં છે. તેણે કરી પોતાના અતિ ઉત્તમ પ્રકારના વિજ્ઞાનથી અતિ ઉત્તમ સ્થીતીએ પહોંચી મહા અદ્ભુત શકતી પ્રાપ્ત કરી આ સઘળી દ્રશ્ય શ્રષ્ટીનાં મહારાજા થઇ શકવાનો સંભવ છે. એ અંતી ઉત્તમ સ્થીતી આપણે પાછળ કહ્યા પ્રમાણે વીદેહ મુકતની છે. એવી રીતે પાંચે સ્થીતીએ આ મવાન્તરનાં અંત સુધીમાં સાંપ્રત મનુષ્ય પ્રાણીઓને પહોંચવાનો સંભવ છે. પરંતુ એની પેલી તરફ જે બે સર્વોપરી સ્થીતી છે તેને તો આ મન્વાન્તરનાં મનુષ્યોમાંથી ઘણાજ થોડા પ્રાપ્ત કરી શકે એવું વિદુષી આનાબાઇનું કહેવું છે તે સ્થીતી સચ્ચિદાનંદની ચીદરૂપ અને બ્રહ્મની સ્થીતી (નીર્વાણ અને મહાપરનિર્વાણ) જાણવી. એવી રીતે કહ્યા પછી સરસ્વતી બાઇ કહે છે કે આપણે ઉપર જણાવ્યા પ્રમાણે મનુષ્યની સાત સ્થીતી દર્શાવી પરંતુ સાંપ્રતકાળના કેટલાક વિદ્વાન આચાર્યો અને પંડીતો માત્ર મનુષ્યની પાંચજ સ્થીતી છે એવું કહે છે કેમકે હાલમાં જે આપણાં શાસ્ત્રો અને પુરાણો છે તેમાં પ્રસીદ્ધપણે એ પાંચજ સ્થીતીનુ વર્ણન આવ્યા કરે છે. એમ છતાં જો કોઇ ઉંન્નતી પામેલા વિદ્વાન આપણા ઉપનીષદ અને યોગવાશીષ્ટાદી રાજવિદ્યાના ગ્રંથોમાં કેટલેક ઠેકાણે મનુષ્યની સપ્ત સ્થીતીની સુચના આપેલી છે તે જણાશે. તેથી એ વિશે આપણે વિશેષ તકરારમાં પડવાની અગત્ય નથી એવું આનાબાઇ કહે છે.

પછી આગળ એવું કહે છે કે આપણે ઉન્નતિ ક્રમનો અખંડ સત્ય નીયમ જોતાં એવું જણાય છે કે ઉત્પતિનાં પ્રથમ સપ્ત કુળમાંથી પ્રથમ જે બે જાતી ઉત્પન્ન થઇ તેને મુળ વ્યક્ત જડ પ્રકૃતીનાં ઓઝાંડનું આવરણ નડવાથી મુળ ચૈતન્ય શક્તી કાંઇક ઝાંખી પડી. એ પ્રથમ બે જાતીમાં સ્થુળ આકાશ અથવા છાયારૂપ જેને કેટલાએક લીંગ શરીર પણ કહે છે, બીજું વાંસનારૂપ અથવા કામરૂપર પણ કહે છે. એ છાયા રૂપો (ખોખાં) સ્થુળ ઈંદ્રીથી દ્રષ્યમાન થઇ શકે એવાં નથી; એ છાયારૂપમાં પશુ જેવી સઘળી કામના (વાસના) રહેલી હોય છે. ત્યાર પછી વ્યક્ત પ્રકૃતિના વેષ્ઠન (ઓઝ)થી ત્રીજી જાતીની ઉત્પન્તિ બ્રહ્મા (મહત્)થી થઇ તે નૈષ્ટીક સદા બાળ બ્રહ્મચારી. કુમાર અથવા માનસ પુત્રો કહેવાયા.

તેમણે ઉપર કહેલું છાયારૂપ (ખોખું) ઘટ થયા પછી તેમાં પોતાની શક્તીનાં કીરણો મુકયાં તે મન કહેવાયું. અને એ ઉપરથી તેને ધારણ કરનારા મનુષ્ય કહેવાયા. એવી રીતે આ કુમારોએ પોતાની શક્તી મુકી નહીં હોત તો મનુષ્ય પ્રાણીને પોતાના મુળ સ્વરૂપે પહોંચતાં અતી દીર્ઘ કાળ લાગત. પણ એ માનસ પુત્રની કૃપાથી જે પોતાનાં મનના કીરણો મુકવાથી તેમાં મનની ઉત્પન્તિ થઇ. તેની સહાયતાથી મનુષ્યોને ઉત્તમ વિવેક અને સત્ય અસત્યનો નિર્ણય કરવાની શક્તી આવવા માંડી. તેથી હાલમાં માનસીક જ્ઞાનની વૃદ્ધિ અતી ઉચી સ્થીતીમાં આવેલી છે.

એવી રીતે મનની સહાયતાથી સઘળા મનુષ્ય પ્રાણીઓ જે પોતાનાં કુમાર રૂપી પીતાના પુત્રો છે તેથી તે સગા ભાઇઓ પોતે પ્રથમ કાળમાં તો એક બીજા સાથે દ્રઢ ભ્રાતૃ ભાવથી એક બીજાના સુખને અર્થે અનેક પ્રકારનાં કાર્યો (કર્મો) કરતા હતા. પણ પંચ વિષયની વૃદ્ધી જ્યારથી થવા

માંડી ત્યારથી ભેદ દ્રષ્ટી થવાથી ભ્રાતૃભાવ ભુલાવા માંડ્યો. તેથી માત્ર પોતાના દેહ સંબંધી સ્વાર્થનાંજ કાર્યો કરવા ઉપર દ્રષ્ટી થવાથી કામરૂપ પ્રકૃતિના પરમાણુનો વિશેષ સંગ્રહ થઇ એક મધ્ય બીંદુ થયું. તે કારણ શરીર કહેવાયું. એવાં કારણ શરીરથી જન્માંતરોમાં જે શુભાશુભ કર્મો કરેલાં હોય તેની છાપ કારણ શરીરમાં એકઠી થાય છે. તેણે કરી આ પૃથ્વી ઉપર તે કર્મને યોગ્ય જન્મ ધારણ કરી તેનાં દ્રઢ થયલાં પ્રારબ્ધ કર્મનો પુરેપુરો અનુભવ કરવામાં અનેક પ્રકારનાં કષ્ટ પણ સહન કરવાં પડે છે. કેમકે સુખ દુઃખ ભોગવ્યા વિના સત્ય જણાયલા ઇંદ્રીઓનાં વિષયોની વાસનાનો ક્ષય થઇ શકતો નથી. માટે એવી રીતે નવાં કર્મ નહિ કરતાં જુના કર્મનુ ભોગાયતન કરી લીધા વિનાં મનુષ્ય ઉન્નતિ ક્રમમાં વૃદ્ધીને પામતો નથી, એવી રીતે સંપુર્ણ અનુભવ કરી લીધા પછી આ ભુલોકમાં સ્થુળ દેહ તેવા મનુષ્યને ધારણ કરવાની અગત્ય રેહેતી નથી. તેથી તે સુક્ષ્મ અને દેવલોકમાં રહી આ લોકના મનુષ્યોને તથા દેવ લોકાદી ઉર્ધ્વ વ્યકતીને તેની ઉર્ધ્વ ગતી થવા સારૂ કેટલીએક સહાયતા આપે છે. એવી રીતે આ પૃથ્વીનાં બાળક અજ્ઞાની મનુષ્યોને પણ સહાયતા કરવા સારૂં એવા અતી અદભુત શકતીવાળા યોગી અને મહાત્માઓ ગુપ્ત રહી કેટલેક પ્રસંગે અગત્યના સમયે સહાયતા આપે છે વળી અતી અગત્યના સમયે એવા પુરૂષો સ્થુળ દેહ પોતાનો કરી શુભ સંસ્કારીઓને સહાયતા આપવાથી હાલમાં મનુષ્યનાં ઉન્નતી ક્રમની વૃદ્ધી થયલી છે. કદાપી એવી રીતે સહાયતા નહી મળી હોત તો સ્વભાવીક રીતે વિશ્વ નિયમ પ્રમાણે અનેક પ્રકારના ભોગાયતન કર્યા પછી આવા ઉન્નતી ક્રમને માર્ગે આવવાને ઘણાંજ મન્વાન્તરો લાગત.

માટે રાજવિદ્યાના વિદ્યાર્થીએ તો મુખ્યત્વે કરી લક્ષમાં રાખવું કે ઉન્નતી ક્રમનો મુખ્ય આધાર જે સઘળા ધર્મમાં

ત્રીમૂર્તી કહી છે. તેજ છે અને તેથીજ સઘળાં કાર્યો થઇ શકે છે. એ ત્રીમૂર્તીમાંથી પ્રથમ જે (ચીદ) મહત તેનાથી મહાન શકતી પ્રાપ્ત થાય છે. બીજી સત જે જ્ઞાન એથી વિવેક ઉત્પન્ન થઇ સત્યા સત્યનો નિર્ણય કરવાની શકતી આવે છે. અને ત્રીજી જે આનંદ એટલે એક આત્મવત્ સત્ય પ્રેમ (દ્રઢ ભ્રાતૃભાવ) એથી ચૈતન્ય સમસ્તનો સંગ્રહ થઇ અતી અદ્દભુત કાર્યો કરવાની મહાન શકતી આવે છે. એ ત્રીમૂર્તીને આપણા વેદાંત શાસ્ત્રમાં **सच्चिदानंद** રૂપ કહે છે એમાં સત એટલે એકજ આત્મા તેથી તેનો સત્ય પ્રેમ અને તે સત્ય પ્રેમથી ચીદ્ રૂપ અદ્દભુત શકતીનો સંગ્રહ એ સત્માં થયલો હોય છે અને તેથી અત્યાનંદ સ્થીતી થવાથી નિર્વીઘ્નપણે જ્ઞાન ડહાપણ, અને વીવેકની પણ વૃદ્ધી આપોઆપ એમાંથીજ થાય છે માટે એ ત્રણે અતિ અગત્યના અમુલ્ય સત્વો છે એનો કાંઇક વિશેષ વિચાર આપણે આગળ કરીશું. **इति वचनामृतम्**

---

# वचनामृत २५ मुं.

---

આપણે પાછળ કહ્યા પ્રમાણે સચ્ચિદાનંદરૂપ ત્રીપુટીનુ જે સત્ તેની દ્રઢતાથી જે સત્ય પ્રેમનો ઉદય થાય છે તેથી મનની ચંચળતા બે પ્રકારની થાય છે. તેમાં એક રીતે તે ચંચળતા અધ્યાત્મીક કાર્યમાં વૃદ્ધીને પામે છે. તેથી પેહેલા પ્રકારના વલણથી પોતાના કરતાં જે અધ્યાત્મ જ્ઞાન અને રાજયોગના અનુભવ જ્ઞાનની વૃદ્ધીને પામેલા છે અને નિરંતર નિષ્કામ જનસમુહના કલ્યાણને અર્થેજ પ્રવર્તેલા છે તેમના

પ્રત્યે સત્ય નિષ્કામ ભક્તિ ભાવથી તેમની પુજા સેવા કરી તેમના શુભ કાર્યો જે જનસમુહનું કલ્યાણ કરવું તેજ કાર્યમાં તન, મન અને ધનનો ભોગ આપીને સંસ્કારી શ્રદ્ધાવાળા મનુષ્યોને સત્ય ધર્મના માર્ગે દોરે છે. અને બીજા પ્રકારનો જીવ ભુતની દયાની વૃત્તિથી પ્રાણી માત્ર ઉપર દયા રાખી પોતાના સંબંધમાં આવનારા અલ્પ જ્ઞાની અને ઉતરતા વર્ગના મનુષ્યોને આ લોક અને પરલોકમાં નિતી અને ધર્મથી વર્તી તેમને સુખ પ્રાપ્ત કરવાના સાધનો પ્રાપ્ત કરવાને સહાયતા કરે છે. એવી રીતે એ બેઉ પ્રકારના કાર્યનો સત્ય ઉપયોગ પૂર્વે રૂષી મુનીઓએ પોતે કરી વર્ણાશ્રમની મર્યાદા, ગુણ અને કર્મ પ્રમાણે બાંધી તે પ્રમાણે વર્તતા હતા. તે જોઇ બીજા યોગી અને સાધુ પુરૂષો પણ તેવાંજ કાર્યો કરતા હતા. તેણે કરી મનુષ્ય પ્રાણીનો ઉન્નતિ ક્રમ અતિ ઉત્તમ રીતે ચાલી મનુષ્ય સમસ્તની ઉન્નતિ તેમના પુરૂપાર્થના પ્રમાણમાં જલદી થતી હતી. એ પદ્ધતીનો જેમ જેમ લોપ થતો ગયો તેમ તેમ મનુષ્યની સ્થીતી ઉતરતી દશામાં આવતી ગઇ અને છેક ભ્રષ્ટ થવાનો સમય આવ્યો, એમ જાણી ગુપ્ત નિષ્કામ ગુરૂદેવની પ્રેરણા હાલના સમયમાં કરેલી જણાય છે. માટે જે જે આગ્રહી ધર્મ જીજ્ઞાસુઓ છે તેમણે તો પ્રાચીન કાળના મનુષ્યો ની પેઠે અનાદી કાળના સત્ય સનાતન ધર્મ અથવા બ્રહ્મ મંડળ (થીઓસોફી)ના શીક્ષણ પ્રમાણે ચલાશે તો આગળ ઉન્નતિ થવાનો સમય આવશે. આપણા વિદુષી આનાબાઇ કહે છે કે આપણે જો આ સંસારનું અવલોકન સ્થીર મનથી કરીશુ તો જણાશે કે હાલમાં માનસીક જ્ઞાનની કેળવણીથી જેમ જેમ માનસીક જ્ઞાનનો પ્રકાશ અધીક થતો જાય છે, તેમ તેમ મનુષ્ય પ્રાણીનું વલણ સ્થુળ દ્રવ્ય પદાર્થનો શોધ કરવા ભણી જાય છે. કેટલાએકનું લક્ષ યાંત્રીક વિદ્યાના શોધ કરવા તરફ; કેટલાએકનું રસાયન વિદ્યા તરફ, કોઇનું ખગોળના પદાર્થ તરફ, કેટલાએકનું

વિધુત (વીજળી)ના ચમત્કારીક પ્રયોગો કરવા તરફ ઇત્યાદી બીજા બીજા પ્રકારના શોધ કરવા તરફ જવાથી જન સમુહના આ લોકના સુખને અર્થે નવા નવા પદાર્થો શોધી કહાડી તેના ભોગ ભોગવવા ઉપર લક્ષ વિશેષ લાગતું જાય છે. વળી માનસીક જ્ઞાનના પ્રકાશથી સ્થૂળ સૃષ્ટીના સ્થુળ પદાર્થજ પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા કરવાથી નાસ્તીકપણું પણ આવ્યું છે. એમ છતાં પૂર્વ જન્મના કેટલાએક શુભ સંસ્કારીઓનું કેવળ નિષ્પક્ષપાત રીતે અધ્યાત્મ વિદ્યાના ઉંચા તત્વ શોધી કાઢવા ઉપર પણ લક્ષ લાગેલું જણાય છે. વળી તેમાં કેટલાએક મનુષ્યનો અજ્ઞાની સમુહ અલ્પ જ્ઞા .ને લીધે ધર્મ ભોળા વહેમના ફાંસામાં સંપૂર્ણ આવી પડવાથી કેવળ અહંકારમાં પડેલા છે માટે નાસ્તીક પણું અને વહેમ એ બેઉ અજ્ઞાનમાં ડુબવાના માર્ગ છે. તેથી તેમાંથી મનુષ્ય જ્ઞાનનો આગળ વીકાશક્રમ ઘણી જલદીથી થવાનો સંભવ જણાતો નથી. વળી જડ પ્રકૃતીના સુધારાથી અધોમનની ઉન્નતિ થઇ બહારનો ઘણો સુધારો થયલો જણાય છે. પરંતુ તેથી સમસ્ત મનુષ્ય પ્રાણીને તે સુખનો લાભ નહિ મળવાથી કેટલાએક ગરીબોની સ્થીતી વધારે નબળી થએલી જણાય છે. કેમકે અધીક માનસીક જ્ઞાનવાળા પોતાથી ઉતરતા ઉપર સત્તા ભોગવવા સારૂ ઘણે પ્રસંગે યુદ્ધ ઉત્પન્ન કરી હજારો ગરીબોનો સંહાર કરાવવાને આઘું પાછું જોતા નથી. એ સઘળું અપરીમીત તૃષ્ણા અને કેવળ સ્વાર્થને લીધેજ થવા માંડયું છે તેમજ પરસ્પર કુસંપ કલેશ વીગેરે પણ વધતો જાય છે. માટે એવા પ્રકૃતિના જડ સુધારાથી આગળ મોટું ભય આવી પડવાનો સંભવ રહે છે અને સત્ય પ્રેમને ભ્રાતૃભાવ જેથી જન મંડળ સમસ્તનું હીત થાય તેવો સમય આવ્યો થતો જણાય છે.

હવે આપણે પાછળ કહેલી ત્રીપુટીનું બીજું સાધન જે વિવેક અથવા ડહાપણ એ વિષે કાંઇ અલ્પ સૂચના કરીએ.

પ્રકૃતિની જડ વિદ્યાના અનુભવ પૂર્વક શોધથી મોહ પમાડનારા નવા નવા પદાર્થોની શોધ કરવાની પરીસીમા થવા આવી છે. અને તેથી આગળ ઉંચા પ્રકારની ઉન્નતિને માર્ગે જવાનો સંભવ આવશે એમ લાગે છે. જડ વિદ્યાના અદભૂત યંત્ર દ્વારા અતિ સૂક્ષ્મ વસ્તુ સ્થૂળ દ્રષ્ટીથી જણાઇ તેની ગતી અને શકતીનો અદભુત ઉપયોગ પ્રત્યક્ષ કરી દેખાડે છે. એવી રીતે સ્થૂળ પ્રકૃતિના નવા નવા શોધો કરતાં કરતાં કેટલાએક થાકી જઇ તેમાંથી કેટલાએકની વૃત્તિ આગળ ઉચી શક્તિ અને ઊંચા શોધ કરવા તરફ કાંઇક થવા માંડી છે. કેમકે તેમને હવે જણાવા માડયું છે કે એ જડ વિદ્યાના શોધથી કાંઇ સ્થાપીક લાભ થાય એમ લાગતું નથી પણ પૂર્વે જે હતું તેમાંનુજ કાંઇકિ પ્રગટ થવા માંડયું છે. તેનાં કરતાં નવું કાંઇ પણ આજ લગી કરી શકયા નથી. તેથીજ એના કરતાં કોઇ પણ ઉંચા પ્રકારના જ્ઞાનથી નવી શોધ કરવાની અગત્ય પ્રાશ્ચાત ભૂમીના કેટલાએક આગ્રહી સત્ય શોધકોને જણાઇ છે.

હવે આપણે ત્રીપૂટીનો ત્રીજો પ્રકાર જે શક્તિ તે વિષે વિચાર કરીએ. એ ઉપર અવલોકન કરતાં આપણને જણાય છે કે સામ્પ્રતકાળની પ્રજાએ પોતાના અશુભ કર્મને લીધે સૂર્યને ચંદ્રવંશી દીક્ષા પામેલા ( દીક્ષીત ) રામ ભરત અને છેલ્લા થઇ ગયલા પરદુ:ખભંજન વિક્રમ જેવા રાજાઓ તે ઇશ્વરી સત્તાવાળા રાજાઓ અથવા રાજયોગીઓ પોતાની પ્રજાને પુત્ર સમાન ગણી તેના આ લોક અને પરલોકના સુખને માટે પોતે જાતે અનેક પ્રકારના કષ્ટ સહન કરી પોતાની પ્રજાને ધર્મ અને નીતિની મર્યાદામાં રાખી તેમનું જેથી આ લોક અને પરલોકમાં હીત થાય તેમજ કરતા હતા. પરંતુ હાલના દેખીતા સુધારાના સમયે કેટલીકએક પ્રજાને એક રાજાથી પોતાનું હીત જોઇએ તેવું થઇ શકતું નથી એમ જાણી પ્રજા સત્તાક રાજ્યની ઇચ્છા થવાથી તેવા પ્રકારની રાજ્યની વ્યવસ્થા સારૂ

પોતાની પ્રજામાંથી પોતાને જણાયલો ઉત્તમ માનસીક જ્ઞાનવાળા અને કાંઇક લોકોનું હીત ઇચ્છનારા ગૃહસ્થોને પસંદ કરી તેમણે સઘળી રાજસત્તા તેમને આપી. તેનું પરીણામ એવું આવ્યું કે પ્રજા નીતિ અને સત્ય ધર્મી થઇ કાંઇ સુધરવાને બદલે ઉલટી સ્વચ્છંદી અને અભિમાની હાલમાં જોવામાં આવે છે. કેમકે સ્વભાવિક સત્ય નિયમ એવા છે કે રાજા અથવા તેની મંડલીના મુખ્ય અધિકારીઓ જેમ વર્તે તેમજ તેનું જોઇ બીજા ઉતરતા મનુષ્યો તેમજ વર્તે એવી રીતે હાલની પ્રાપંચીક, સામાજીક, રાજકીય, અને ધાર્મીક એ ચારે સ્થીતી અધમ દશામાં આવતી જાય છે. એ રીતે કેવળ પરોપકારી આનાબાઇનું કહેવું કેટલું સત્ય છે એનો વિચાર આપણે કરી લેવાનો છે.

આ ઉપરથી ગુપ્ત શુભ પ્રેરણાવાળાં આનાબાઇને મનુષ્ય પ્રાણી સમસ્તનું ભવિષ્ય એવું જણાય છે કે હાલમાં જે આપણી ચારે સ્થિતિ દુઃખદાયક થઇ છે તે સારાને માટે છે. કેમકે પુનરાવૃત્તિનો નીયમ નીચે ઉતર્યા પછી ઉપર ચડવાનો છે. પણ નીચે ઉતરી રહ્યા પછી નીચે જવાનું રહેતું નથી. માટે એક ચક્ર અથવા પૈડાની પેઠે નીચેથી ઉંચે અવાય છે. અને ઉંચેથી નીચે જવાય છે. એજ નિયમ પ્રમાણે મનુષ્ય પ્રાણી કેવળ સ્વાર્થની નીચી સ્થીતીમાંથી ઉંચે ચડવાના ચિન્હ હાલમાં આપણને જણાવા માંડયા છે. તેમાં આપણે પાછળ કહેલી ત્રીપુટીમાંથી અદભૂત શક્તિ જુદાજ પ્રકારે પ્રકાશને પામશે. ઉન્નતિ ક્રમના ચક્રના પ્રથમ ઉંચા ફેરામાં જે સત્યતા અને અદભૂત શક્તિ રહેલી છે તેજ્જુદાજ રૂપમાં હાલ આવતી જણાય છે. તેથી આગળ ઉન્નતિ ક્રમનો ચડતો કાળ આવવાનો સંભવ દેખાય છે. કેમકે અતિ પ્રાચીન કાળમાં ઘણાં મનુષ્ય પ્રાણી સ્થૂળ દેહમાં રહી સ્થુળ જ્ઞાન દ્વારા જે કાર્યો કરી શકતા હતા તેના કરતાં સુક્ષ્મ દેહમાં રહી સૂક્ષ્મ વિજ્ઞાનથી મહા અદભૂત કાર્યો કરી શકતા હતા. એના ઘણાં દ્રષ્ટાંતો આપણા જાણવામાં છે. તે

સ્થૂળ દેહથી સુક્ષ્મ લોકમાં સ્વપ્ના અને સુષૂપ્તી અવસ્થામાં બીજા પ્રાણીઓને સહાય કરી શકતા હતા એટલુંજ નહિ પણ સ્થૂળ દેહથી જાગ્રત અવસ્થાવાળા પ્રાણીઓ પણ ઘણી યોગ્ય સહાયતાઓ પ્રસંગ પડેથી આપી શકતા હતા. એ સઘળી સત્યતા હાલમાં વિવેકી અને સત્ય શોધકોએ આપણા કરૂણાનિધી ગુપ્ત ગુરૂદેવની પ્રેરણાથી માન્ય કરવા માંડી છે. તેથી આગળ મનુષ્ય પ્રાણીના ઉન્નતિ ક્રમનો ચડતો કાળ આવવાનો સંભવ જણાય છે.

આ ઉપરથી આપણા પુરાણોમાં તેમાં મુખ્યત્વે કરીને કલકી પુરાણમાં કહ્યું છે તે પ્રમાણે આવતા સતયુગમાં મનુષ્ય પ્રાણીનો સમૂહ કેવા ઉત્તમ વિજ્ઞાનથી અદભૂત શક્તી પ્રાપ્ત કરી કેવાં અદભૂત કાર્ય કરશે તેમાંથી કેટલાએક કાર્યોના દ્રષ્ટાંતો આપણા દીર્ઘદ્રષ્ટા આનાબાઇએ કહ્યાં છે તેનો સાર આ પ્રસંગે શ્રદ્ધાવાળા ધર્મ જીજ્ઞાસુઓને જણાવવાથી તેમને ઉન્નતીને માર્ગે જવાને ઉત્તેજન મળશે.

ભવિષ્યમાં અધ્યાત્મ વિદ્યાની સાથે રાજયોગના અભ્યાસથી તે સમયના ઘણા મનુષ્યો જે પ્રમાણે પોતાની આસપાસ પોતાના સ્થૂળ દેહધારી મનુષ્યોને જુવે છે. તે પ્રમાણે શુક્ષ્મ લોકમાં રહેનારા કેવળ પરદુઃખભંજન મહા પરૂષો ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી આ લોકના અધિકારી મનુષ્યોને શીક્ષણ આપતા જણાશે, તેથી ઘણા મનુષ્યો શુક્ષ્મ લોકમાં રહેલી વ્યક્તિઓને પણ દીવ્ય દ્રષ્ટીથી જોઇ શકશે. એવી રીતના યોગવિદ્યાના પ્રત્યક્ષ અનુભવી જ્ઞાનથી નાસ્તીકપણું તથા કોઇ ધર્મના વાડામાં રહેનારા ધર્મભોળા વહેમી લોકો રહેશે નહિં, તેથી જે પ્રમાણે હાલના મનુષ્યોને પોતાનાં મા, બાપ, અને પોતાનાં છોકરાંઓ હશે કે નહિં, એવો કોઇ પણ પ્રકારનો વહેમ જે પ્રમાણે હોતો નથી, તે પ્રમાણે તે કાળના મનુષ્યોને સુક્ષ્મ લોકના પ્રાણી વિષે નિશ્ચય થશે. તેણે કરી તે કાળમાં સનાતન ધર્મ અથવા

બ્રહ્મવિદ્યાની યોગ સહિત ઘણી પ્રવૃત્તિ થશે. તેણે કરી હાલમાં જેમ તત્વવિદ્યાના પ્રયોગમાં જેમ કોઇને વહેમ રહેતો નથી, તેમ રાજયોગની અદ્દભુતતા વિષે તે કાળે કોઇને વહેમ રહેશે નહિ. કેમકે તે સમયના લોકના અનુભવમાં રાજયોગની ગુપ્તતા નિત્ય આવ્યા કરશે, તેથી નાસ્તીકતા અને વહેમનો સમૂળ નાશ થશે. તેમાં કોઇ અલ્પજ્ઞાની જડવાદી હશે, તે પણ પોતે નિર્માની થઇ, રાજયોગની અદ્દભૂતતા જે જાણે છે તેમને નમન કર્યા વિના રહેશે નહિં. એવી રીતે તે સમયના મનુષ્ય પ્રાણીની જ્ઞાન દ્રષ્ટીનો અદ્દભૂત પ્રકાશ જણાશે. તેણે કરી હાલમાં અજ્ઞાનને લીધે કેટલાએક ધર્મ ભોળા લોકોને એવું મનાયું છે કે મુઆ પછી જે પાપી છે, તેને તો અનન્ત કાળ સુધી નર્કમાં પડી રહેવું પડશે. તથા પુર્નજન્મ અને કર્મ છેજ નહિં, તેમજ આ ભુલોક વિના બીજા લોક પણ નથી, તો તેમાં રહેનારી કોઇ બીજી વ્યક્તિ પણ હોયજ નહિં. એવો જે મીથ્યા દ્રઢ નિશ્ચય કરેલો છે, તે સઘળો તે કાળને વિષે સનાતન ધર્મ અને રાજયોગનો પ્રત્યક્ષ અનુભવ મળ્યાથી નાશ પામશે. અને સત્ય ધર્મના મુખ્ય જે બે કટ્ટા શત્રુ નાસ્તીકતા અને વહેમ એ બેઉનો ચીરકાળ સૂધી નાશ થવાનો સમય આવશે. અને તેના બદલામાં જનહિત કરવાના સત્ય પ્રેમની વૃદધી થવાથી અતી અદ્દભૂત લાભ થશે. એ પ્રમાણે કેવળ પરોપકારી સત્ય વકતા આનાબાઇનું કહેવું છે, એથી વિશેષ આપણે આગળ કહીશું. इति वचनामृतम्।

---

## वचनामृत २६ मुं.

---

જનહિતનાં કાર્યો જે સ્થૂળ દેહ અને સ્થૂળ ઇંદ્રિયોથી

કરવામાં આવે છે, તેના કરતાં અધીક ઉપયોગી અને લાભકારક કાર્યો શૂક્ષ્મ દેહ અને શૂક્ષ્મ ઇંદ્રિયોથી થઇ શકે છે. એ નિ-રંતર લક્ષમાં રાખવું, એનો પ્રત્યક્ષ અનુભવ આપણે હાલની તત્વવિધાની ઉંન્નતિ થવાથી આગ્રહી મનુષ્યના માનસીક જ્ઞાન-ની અદ્દભૂત ઉન્નતિ થવાથી રાજ્યની વ્યવસ્થા નવા નવા કાયદાઓ બાંધી, પોતાની સત્તા મજબૂત થઇ, પોતાની પ્રજાને લાભ કરવામાં આમ તેમ દોડાદોડ કરી, ઘણા ઉત્તમ કાર્યો કરે છે ખરા. પણ જે કેવળ પરોપકાર વૃત્તિવાળા રાજવિદ્યાના મહાન પુરૂષો વગર જણાએ, વગર બોલે, વગર ચાલે, તેમજ પોતાના સ્થૂળ દેહની સહાયતા વિના પોતાના સુક્ષ્મ અદ્રષ્ય દેહ-થી અતિ પ્રબળ કરેલી પોતાની ઇચ્છા શકિતથી પોતાના દ્રઢ કરેલાં મનદ્વારા કોઇ નિર્મળ વૃત્તિના નિશ્કામ પાત્ર થએલા ભકતોનાં અંતઃકરણમાં પોતાની શુભ પ્રેરણાથી જે કાર્ય કરે છે, તે અતિ અદ્દભૂત અને સર્વોત્તમ છે. એવું હાલના મનુષ્યોમાંથી ઘણાને જણાતું નથી, એ સત્ય છે, પરન્તુ એની સત્યતા મનુંષ્ય જ્યારે કપટ, છળ, ભેદ કરવાનું મુકી દેશે, અને અંતઃકરણ શુદ્ધ થવાથી અનેક પ્રકારના વ્યાધિ અને દેહનાં કષ્ટો, તેમજ મનના ઉદ્વેગ આદિ દુઃખો નાશ પામી, તેમને પરમ શાન્તિ થઇ સામ્પ્રત કાળના કરતાં આ લોકમાં વિશેષ સુખી રહી, યોગ સહિત અધ્યાત્મ વિધાની ઉન્નતિ કરી, અદ્દભૂત શક્તિ પ્રાપ્ત કરી શકવાનો સમ્ભવ છે. આટલું કહી પરદુઃખભંજન આનાબાઇ કહે છે કે, આ સઘળું હું કોને સારૂ કહું છું, તે તમે જાણો છો? તમારામાંના સઘળા સ્ત્રી, પુરૂષોના મનમાં રાત્ર દિવસ કામ ક્રોધાદિકના દુષ્ટ વિચારે દ્રઢ કરી, પોતાના શ્વાસોશ્વાસ દ્વારા તે બહાર પ્રગટ થઇ આવે છે, તે પોતાની આસપાસ પ્રસરી જઇ, જે મનુંષ્યો અલ્પ માનસીક જ્ઞાનવાળા ભોળા, પોતાના મનના વિકાર ઉપર સત્તા નહિ રાખી શકનારા, કેવળ સ્વાર્થી અને દ્વેષબુદ્ધિવાળા, ઘાતકી

મનુષ્યો જે પોતાના સ્વાર્થ સારૂ બીજાં પ્રાણીનો નાશ કરવા સારૂ આધું પાછું નહિં જોનારા, દુષ્ટોના અંતઃકરણમાં પ્રવેશ કરી, તેમને અતિ નીચ અને ઘાતકી કર્મ કરવાને ઉસ્કેરે છે. તેથીજ ચોરી લૂટફાટ કરી, તથા યુદ્ધનો પ્રસંગ આણી મનુષ્ય પ્રાણીનો સંહાર તથા દુષ્ટ વ્યાધિની ઉત્પન્તિ એ સઘળું થવાનું કારણ આપણા દુષ્ટ વિચારોજ છે. એવું હાલના સમયમાં ઉત્તમ માનસીક જ્ઞાનવાળા તત્વજ્ઞાનીના જાણવામાં પણ આવેલું નથી. તેથી એનું નિવારણ ગમે તેટલું માનસીક જ્ઞાન ઉન્નન્તિને પામેલું હશે, તોપણ તેનાથી થઇ શકવાનો સમ્ભવ છેજ નહિં. એવા અતિ મહા દુઃખના નિવારણનો સીધો માર્ગ તો એ છે કે, જે ઉંચી કેલવણી પામી ઉંચું જ્ઞાન પ્રાપ્ત કરી, જન સમૂહમાં ઉંચા ગણાએલા છે, તેમણે પોતે નિરંતર કેવળ નિસ્કામ વૃન્તિથી શુભ વિચાર કરવાનો અભ્યાસ કરી, તેને દ્રઢ કરવાથી તે આપણે ઉપર જણાવેલા શ્વાસોશ્વાસના સત્ય નિયમ પ્રમાણે પોતાની આસપાસના ભાવિક શ્રધ્ધાવાળા મનુષ્ય પ્રાણીના અંતઃકરણમાં પ્રવેશ કરી, તેમની વૃન્તિ સુધરતી જઇ, પોતા જેવા શુદ્ધ થવાનો સમ્ભવ છે. એવો અભ્યાસ કરવાથી ઉંચા શૂક્ષ્મ લોકમાં જવાની, અને દિવ્ય દ્રષ્ટીથી અદ્ભૂત પ્રકાશને પ્રાપ્ત કરવાની શકિત આવતી જશે. તેણે કરી તેમને પોતાના દુષ્ટ વિચારથી પોતાની આસપાસના જનસમૂહમાં કેટલું નુકસાન થાય છે, એ પ્રત્યક્ષ સમજાશે. એ પ્રમાણે થવા માંડયુ, એટલે ઉર્ધ્વ લોકમાં નિવાસ કરનારા મહાપુરૂષો પોતાની શુભ પ્રેરણા પોતાની પ્રબળ ઇચ્છાશકિતથી જે કેવળ નિસ્કામ વૃત્તિથી મનુષ્યનાં કલ્યાણનાં શુભ કાર્ય કરે છે, તેમના અંતઃકરણમાં પ્રવેશ કરી, તે દ્વારા જનસમૂહને અતિ અદ્ભુત લાભ આપે છે, વળી જે હાલના નિર્મળ અંતઃકરણવાળા નિસ્કામી તત્વજ્ઞાની સત્ય શોધકો છે, તેમને પણ એવા મહા પુરૂષો પોતાની અદ્ભુત

પ્રેરણા કરી, અદ્ભુત કાર્યો અલ્પ શ્રમે, તેમજ અલ્પ દ્રવ્યના ખર્ચથી કરી શકવાની શક્તિ આપશે. તેણે કરી મનુષ્ય પ્રાણીની ઉન્નતિ અતિ અલ્પ કાળમાં વિશેષ થવાનો સમ્ભવ છે. સામ્પ્રત કાળમાં એવી રીતે અદ્ભુત ગુપ્ત સહાયતા સાધારણ રીતે જન સમૂહને નહિં આપવાનું મૂખ્ય કારણ એ છે જે, જ્યાં સુધી મનુષ્ય પ્રાણીના અંતઃકરણ સમ્પૂર્ણ રીતે નિર્મળ થઇ કેવળ નિષ્કામવૃત્તિ થઇ નથી, ત્યાં સુધી એ ગુપ્ત રહેલી અદ્ભુત યોગવિદ્યા જનસમૂહને સામાન્ય રીતે આપવામાં ભય રહેલો છે, એવું યોગેશ્વરો અને મહાત્માઓના જાણવામાં છે. કદાપી સુપાત્ર થયા વિના કોઇને પણ પોતાની સ્વાર્થની વૃત્તિના અંકુરો રહી ગએલા હોય, એવા વિદ્યાર્થીને પણ યોગના ગુપ્ત નિયમ જણાવવાથી તે પોતે તેનો દુરૂપયોગ પોતાની સ્વાર્થની વૃત્તિને લીધે પોતાના સ્વાર્થમાં કરવાની ઇચ્છા થાય, તેથી પોતે આગળ કેવળ સ્વાર્થી થઇ જઇ, અંતે રાજમાર્ગથી ભ્રષ્ટ થઇ જઇ, પોતાની આસપાસના જનસમૂહને પોતા જેવા કરી તેમને સત્ય ઉન્નતિને માર્ગે જવાને બદલે કેવળ સ્વાર્થને માર્ગે દોરી જઇ, અંતે અધોગતિને માર્ગે પહોંચાડે છે. માટે શુદ્ધ અંતઃકરણવાળા નિષ્કામી થઇ, માત્ર જનસમૂહના કલ્યાણને અર્થેજ શુભ કર્મો કરવાની વૃત્તિ રાખશે, એટલે કરૂણાનીધી ગુપ્ત ગુરૂદેવો જેઓ શુભ સંસ્કારીઓની રાહ જોયા કરે છે, તેઓ તેવા જનસમૂહને પોતાની અદ્ભૂત શકિત પ્રગટ કરી, આપણી મનુષ્ય જાતિને ઉંચી સ્થિતીએ પહોંચાડશે.

આપણી મનુષ્ય જાતિને ઉંચી સ્થિતીએ જલદી લઇ જવાનો બીજો માર્ગ કેલવણીનો છે, એ ઉપર હાલમાં ઘણા થોડાજ મનુષ્યોનું લક્ષ જાય છે. કદાપી સામ્પ્રત કાળનાં બાળકોને નાનપણથી નીતી ધર્મની કેળવણી પુર્વેના આર્યોની પદ્ધતિ પ્રમાણે મળે તો સઘળી પ્રજા સમસ્તની ઉન્નતિ પાછી જલદી થાય. બાળકોનાં કુમળાં મનમાંથી ઉગતા દુર્ગુણો કાઢી નાંખી, સદ્ગુણોનું

આરોપણ કરવાનું વિવેકી, જ્ઞાની, અને સત્ય ધર્મ શીલ, શીક્ષકોના હાથમાં છે. પ્રીય ભાઇઓ ? તમારા જાણવામાં હશે કે, પ્રત્યેક મનુષ્યના સ્થૂળ શરીરની આસપાસ તેના દુર્ગુણ દોષનાં તેજ ( ઓઝ ) નું વાતાવરણ વીંટલાએલું હોય છે. તે દીવ્ય દ્રષ્ટી વાળા જોઇ શકે છે. એ અન્ડાકાર ઓઝનો વર્ણ (રંગ) તેના જેવા ગુણ અને દોષ હોય, તે પ્રમાણે છેક ધૂમાડાના કાળા રંગથી તે આકાશી ભુરા રંગ સૂધીનાં ભીન્ન ભીન્ન રંગોનું હોય છે. તે ઉપરથી રાજયોગના વિદ્યાર્થી તે માણસની ચાલ ચલગત, વર્તણુંક, અને ગુણ દોષ, એ સઘળું જે પ્રમાણે આપણે સ્થૂળ આંખથી સ્થુળ મનુષ્ય અને પદાર્થોના રંગ અને આકૃતિ વગેરે જોઇ શકીએ છીએ, તે પ્રમાણે દિવ્ય દ્રષ્ટીવાળો વિદ્યાર્થી તે માણસોના ગુણ દોષ જોઇ શકે છે.

જ્યારે બાળકનો જન્મ થઇને સંસારમાં પ્રથમ કાર્યો કરવા માંડે છે. તે સમયે તેના શરીરની આસપાસ જે ઓઝ અથવા તેજનું વર્તુળ હોય છે, તેમાં તેના પૂર્વ જન્મનાં કરેલા ગુણદોષનાં ચીન્હો હોય છે. સામાન્ય રીતે તો બાળકોનું ઓઝાન્ડ (તેજનું ઇંડુ) નિર્મળ, સ્વચ્છ, અને પારદર્શક હોય છે, પણ મોટા માણસના જેવું, કાળું કાદવના રંગ જેવું ભારી, જડ, હોતું નથી. એવી રીતે બાળકોનાં ઓઝાન્ડમાં તેના પાછલા જન્મના શુભ અને અશુભ કર્મનાં ફણગા જે ફૂટી નીકળેલા હોય છે, તે રાજવિદ્યાના વિદ્યાર્થીઓ જોઇ અને ઓળખી શકે છે. તે ઉપરથી તે બાળકમાં રહેલા દુર્ગુણના ફણગો કાપી કાઢાય છે. માટે એવા જાણીતા શીક્ષા ગુરૂની પ્રથમ અવસ્ય અગત્ય છે. એ કારણ માટે એવાં ઉગતા બાળકોમાં પોતાનું શુભ ઓઝ (બ્રહ્મતેજ) મૂકયાથી તે બાળકની ઉન્નતિ જલદી થઇ શકે છે.

એ સઘળું છતાં સઘળા બાળકોની સમાન ઉન્નતિ

મધ્ય શક્તિ નથી, કેમકે જેવા પ્રકારની જમીન હોય, તે પ્રમાણે તેને કેળવી બીજ નાંખ્યા છતાં જો તે છેક નિર્માલ્ય હોય, અને તેની આસપાસનાં હવા પાણી પણ તે ઉગતા છોડને અનુકુળ નહિં હોય તો, તેનો ખેડુત ગમે તેટલી મહેનત કરે, તો પણ સારૂં તુલ મેળવી શકે નહિં. તેજ પ્રમાણે બાળકોને પૂર્વ જન્મના અશુભ કર્મને લીધે તેવાંજ અશુભ કર્મી મા,બાપથી જન્મ થયો હોય તો, તે બીજા શુભકર્મીવાળા જેવા થઇ શકતા નથી, તોપણ જો સામાન્ય શુભ શીક્ષણ મળે તો તેમાં ફેરફાર સારો થઇ શકે. પૂર્વે સામાન્ય શુભ શીક્ષણ આપવાનો નિયમ એવો હતો કે, બાળકોને પ્રથમથીજ નિસ્કામી ધર્મ સંપન્ન વિદ્યાગુરૂને ત્યાં રાખતા હતા. તેથી તેના શુભ ઓઝ (બ્રહ્મ તેજ) માં નિરંતર રહી, વિદ્યાભ્યાસ કરવાની પદ્ધતિ હતી, વળી તે બાળકોને બીજા દુર્ગુણી મનુષ્યનાં સંગમાં જવા નહિં. દેતાં તેમને કાને કામ, ક્રોધ, લોભ, આદિ દુર્ગુણોના શબ્દ પણ તે વિદ્યાગુરૂ પડવા નહિં દેવાને માટે ઘણીજ કાળજી રાખતા હતા. તેણે કરી પ્રજાની ઉન્નતિ જલદી થતી હતી. પરંતુ જયારથી એવા ગુરૂઓ મનુષ્યનાં અશુભ કર્મને લીધે અદ્રષ્ય થઇ જઇ, બીજા લોકમાં શુભ કાર્ય કરવા ગયા, ત્યારથી આપણો ઉન્નત્તિક્રમનો માર્ગ નીચી સ્થિતિમાં આવતો ગયો. એમ છતાં હાલમાં શુભ ચીન્હો જોવામાં આવે છે. તેથી આપણે જો એવી સંધીમાં ઉગતી પ્રજા સારૂ તન, મન, અને ધનથી શુભ પ્રયત્ન કરીશું તો, પૂર્વે કહ્યા એવા કરૂણા નીધી દીક્ષા ગુરૂઓ આપણી પૃથ્વી ઉપર જન્મ ધારણ કરી, સઘળી પ્રજાને ઉન્નતિ ક્રમે જલદી પહોંચાડશે. એવી રીતે યોગ્ય શીક્ષાગુરૂ દ્વારા શુભ શીક્ષણ મળવાથી ઉછરતી બાળ પ્રજાનાં અંતર જ્ઞાનની ઉન્નતિ જલદી થઇ, તેમની ગુપ્ત રહેલી દીવ્ય દ્રષ્ટીનો પણ પ્રકાશ થવા માંડશે. તેથી કોઇ પણ જાતના વ્યાધીથી પીડાતા મનુષ્યમાં કેવા પ્રકારનો રોગ છે,

અને તે કેવા ઉપચાર કર્યથી સારો થશે, ઇત્યાદિ, સત્ય જ્ઞાન, દીવ્ય દ્રષ્ટીનો પ્રકાશ થવાથી ઘણા માણસોને જણાવા માંડશે, તેથી હાલમાં જેમ ડાકટરો માત્ર બહારની સ્થૂળ અસર ઉપરથી વ્યાધીની ઉપલક પરીક્ષા કરી, ઔષધ આપે છે, તેની સાથે તે સમયના દીવ્ય દ્રષ્ટીવાળા માણસની સલાહ નિર્માનીપણે લઇ ઉપચાર કરવાની ઇચ્છા તેવા ડાકટરોને થવાથી ઘણોજ લાભ થશે. તેમજ હાલમાં જે રસાયન પ્રયોગવાળા તત્વજ્ઞાની માત્ર સ્થૂળ પદાર્થ અને પોતાના સ્થૂળ માનસીક જ્ઞાનથી નવા પ્રયોગ કરવામાં ઘણો વખત અને દ્રવ્યનો ફોકટ ખર્ચ થઇ ઉલટુ નુકશાન થાય છે. તે પણ ઉપર કહેલા દીવ્ય દ્રષ્ટીવાળા શુભ કર્માની સલાહ લીધાથી તે નહિં થઇ, પોતાના ધારેલા રસાયન પ્રયોગો નિર્વીઘ્નપણે જલદી કરી, લાભ પણ વિશેષ મેળવી સકશે. હાલમાં એવી રીતે યૂરોપમાં થવા માંડયું છે, ત્યાં કેટલાક નિર્માની અનુભવી ડાકટરોએ આપણે ઉપર કહેલા દીવ્ય દ્રષ્ટીવાળા મનુષ્યોની સલાહ લેવાથી ઘણો લાભ થએલો જણાયો છે. તેથી આશા રાખવામાં આવે છે કે, આગળ તે પ્રમાણે વર્ત્યાથી વિશેષ લાભ થશે. માટે હાલમાં જેવી મનુષ્ય પ્રાણીની સ્થિતિ છે, તેના કરતાં અતિ ઉત્તમ સ્થિતી જુદાજ પ્રકારની થવાનો સમ્ભવ છે. હાલમાં મનુષ્યોને વ્યાધી આવી પડવાની બીકથી જે ભય પામે છે, તે જતો રહેશે, અને જન્મ તથા મરણને માત્ર એક પોષાક બદલવા જેવું સમજી સઘળાં દુઃખ અને ખેદનો સમૂળ નાશ ઘણા મનુષ્યોને થશે. વળી દીવ્ય દ્રષ્ટીવાળાની સહાયતાથી જગતનું સત્ય સ્વરૂપ જાણવામાં આવશે, તેમજ હાલ જે ઇતિહાસ, જૂના દાખલા, અને લખાણ ઉપરથી કરવા પડે છે, તેમ કરવું પડશે નહિં. કેમકે દીવ્ય દ્રષ્ટીવાળા મનુષ્યો ભૂતકાળનો ઇતિહાસ જે આકાશમાં ગુપ્ત ચીત્રથી પડી રહેલો છે, તે દીવ્ય દ્રષ્ટીએ વાંચી તે ઉપરથી નવા સત્ય ઇતિ-

હાસ પ્રસિદ્ધ કરશે, એવી રીતે સર્વ પ્રકારે જલદી ઉન્નતિ થવાનાં સાધનો કરૂણાનીધી ગુપ્ત ગુરૂદેવની કૃપાથી મળી આવશે, એથી વિશેષ સૂચના આવતે પ્રસંગે કરીશું. **इतिवचनामृतम्**

---

# वचनामृत २७ मु

---

એવી રીતે મનુષ્ય પ્રાણીના અતિ ઉન્નતિ થવાના કાળમાં જયારે અદભૂત શક્તિઓ પ્રગટ થશે, ત્યારે કલા કૌશલ્યાદિક તત્વવિદ્યાની હાલના સમયમાં જે ઉન્નતિ થએલી છે. તેના કરતાં અધીક ઉન્નતિ તે સમયે પ્રગટ થઇ, અદ્દભૂત કાર્ય થતાં દેખાશે. તે સમયમાં એવાં તો નવાં નવાં સુંદર-રૂપો ઉત્પન્ન થશે કે, એવાં આજ સૂધી કોઇએ જોયાં નહિં હોય, વળી શૂક્ષ્મ લોકનાં તત્વનાં શુભ વર્ણ (રંગ) એટલા પ્રકાશિત જણાશે કે, આંખને ઝંખાવી નાંખશે. તે કાળના રંગો એવા તો સુંદર થશે કે, તેનું વર્ણન પણ હાલમાં થઇ શકશે નહિં. એ રીતે આંતર ઈંદ્રિયોની ઉન્નતિનો કાળ તે આવશે.

હવે આપણા દિવ્ય દ્રષ્ટા આનાબાંઇ ઇચ્છા અને શક્તિ વિષે એવું કહે છે કે, તે કાળમાં ઇશ્વરી શકિતવાળા અને રાજવિદ્યાની દિક્ષા પામેલા રાજયકર્તા પૃથ્વી ઉપર થશે, અને મનુષ્યના વર્ણાશ્રમની વ્યવસ્થા તેમના ગુણ અને વર્ણ પ્રમાણે પુનરપી થશે. વળી પ્રત્યેક મનુષ્યની આસપાસ જે તેના ગુણાનુસાર અન્ડાકાર ઓઝ (તેજ) છે, તે ઉપરથી તે કેવા પ્રકારના અને કેવી વર્તણુંકના મનુષ્યો છે, એ જાણી શક-

વાની શક્તિ આવશે. અને તે મનુષ્ય પ્રાણીના સમૂહોમાંથી ઘણા જાણી શકશે. તેણે કરી સઘળા મનુષ્યો પોતાનાં કર્તવ્ય કર્મો અતિ ઉત્તમ રીતે કરી શકશે. તે સમયે જે પ્રમાણે હાલમાં મનુષ્યોનાં ધારેલાં કાર્યો નહિં થવાથી તેમને અતિ ખેદ અને શોક ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે તે કાળમાં થશે નહિં. કેમકે તે કાળે તેમના બુદ્ધિના પ્રકાશથી ધારેલાં કાર્યો સમ્પૂર્ણ રીતે કરવાની શક્તિ આવશે. એવી રીતે અત્યાર સુધી સામાન્ય જન સમૂહ વિષે કહેવામાં આવ્યું. હવે તે સમયમાં પોતાનાં પૂર્વેનાં શુભ કર્મ અને ઉત્તમ પુરૂષાર્થથી બીજાના કરતાં અધીક ઉન્નતિને પામેલા હશે. તે સઘળા પોતા કરતાં નીચી વર્ણાંક અને ગુણ કર્મ હશે, તેમને યથાર્થ રીતે સત્ય ન્યાયથી નિયમમાં રાખી, તેમને સુધારવાનો પોતાનો મૂખ્ય ધર્મ છે, એમ જાણી નિસ્કામપણે તે શુભ કામ કરશે. પણ જે અશુભ કર્મવાળાને હાલના સમયે અપ્રાધ કરવાથી શીક્ષા મળે છે, તેમ તે સમયે તેવી શીક્ષા નહિં કરતાં, તેમને નિતી અને ધર્મના બોધ આપી સુધારશે. વળી દેહાન્ત દંડ (ફાંસી)ની શીક્ષા કોઇ પણ અપરાધીને કરશે નહિ, પણ તેવા મનુષ્યને તેમના બાકી રહેલા આયુષ્યની મર્યાદા સુધી ધર્મ અને જ્ઞાનની શાળામાં રાખી યોગ્ય શીક્ષા ગુરૂ દ્વારા ઉત્તમ શીક્ષણ આપશે, મનુષ્ય પ્રાણીને આપણે કયાં સુધી સહાય કરી શકીશું, અને કેટલી સહાય કરીશું, તે પણ જાણવાની શક્તિ આવશે. જેમ હાલ ક્રોધ આવ્યાથી આપણે શિક્ષા કરીએ છીએ તેમ તે સમયે તેવા મનુષ્યને કેવી રીતે સુધારવા તેનું ડહાપણ આવશે. એટલે શીક્ષા કરવાની અગત્ય રહેશે નહિં. એવી રીતે ઘરમાં અને પરસ્પર ન્યાત, જાત, (સામાજીક)માં વર્તવાથી જન સમૂહની આસપાસનું વાતાવરણ શુદ્ધ થવાથી કપટ, છળ, ભેદ, લડાઇ, ટંટા વગેરે થશે નહિં, પણ આત્મ ભાવથી સર્વનો ભ્રાતૃભાવ કરવાની

કેવળ પરોપકાર કરવાવાળી વ્યક્તિઓ પોતાની શક્તિ આપણે પાછળ કહેલા ઊંચી દિક્ષાને પામેલા વિદ્યાર્થી અથવા યોગીઓને શુભ સંસ્કાર કરવા સારૂ સ્થૂળ લોકમાં આપે છે. ગુપ્ત ગુરૂદેવના ઉન્નતિ પામેલા વિદ્યાર્થીઓ તે લોકમાં જાગ્રત અવસ્થામાં રહેલા છે, તે ત્યાં રહી મનુષ્ય પ્રાણીની ઉન્નતિ કરવાને સહાય કરે છે. તે સ્થાને આપણા પાછળ કહેલા રાજયોગના દિક્ષા પામેલા વિદ્યાર્થીઓ પણ હોય છે. આલોકમાં જે વિદ્યાર્થીઓ આગ્રહપૂર્વક જનસમૂહના કલ્યાણનું કાર્ય નિસ્કામવૃત્તિથી કરે છે, તે ત્યાં જાય છે. તે સ્થૂળ લોકમાં શુભ કાર્યો કરતા છતાં બીજા ઉર્ધ્વલોકમાં પણ ઘણાં ઉંચાં અને અસરકારક શુભ કાર્યો કરે છે. અને મનુષ્ય પ્રાણીને ઉન્નતિ કાર્યોમાં નિરંતર સહાયતા કર્યા કરે છે. એવા દિક્ષાવાળા વિદ્યાર્થીઓ જો ઘણા થાય, તો આલોકમાં શુભ કાર્યો કરનારાને ગુપ્ત સહાયકો ઘણા મળશે, અને તેમ થવાથી સઘળા મનુષ્ય પ્રાણીઓ નીચી સ્થિતિમાંથી ઉંચી સ્થિતીમાં ઘણુજ થોડા સમયમાં આવી શકશે. એવી રીતની જનસમૂહની ઉંચી સ્થિતી થયા પછી તેનાં કરતાં એક અધીક ઉર્ધ્વ સ્થિતી રહેલી હોય છે, આપણે પાછળ પરમહંસની દિક્ષાવાળા મહાત્માની ઉંચી સ્થિતી સુધીની સુચના આપેલી છે, તેમ તુર્યાવસ્થાની પણ અલ્પ સુચના કરી છે, માટે તે વિષે આ પ્રસંગે એટલુંજ કહેવાનું છે કે, તુર્યાવસ્થાની સ્થિતીથી કેવળ અભેદ દ્રષ્ટી થઇ જાય છે, ભેદ માત્ર લય પામી જાયછે. આ સૃષ્ટીની સઘળી વસ્તુ તેમજ પ્રાણી માત્ર વગેરે સચરાચર એક રૂપેજ જણાય છે. એવી સ્થિતી આ મન્વાન્તરના અન્તે જ્યારે મનુષ્યની સાતમી જાતી ઉત્પન્ન થશે, ત્યારે થશે. એ સાતે જાતિમાં સાતે ઇંદ્રિયોનું પરીપૂર્ણ જ્ઞાન થશે. એટલે હાલમાં જણાતાં કોઇપણ જાતનાં રૂપો અને ઇંદ્રિયો વિનાં એક અતિ શૂક્ષ્મ બિન્દુ (લીંગ) જેવા ચિન્હમાં સઘળી જાણવાની, જોવાની, અને કાર્યો કરવાની શક્તિ આવશે. એટલે સઘળે એ

કત્રપણું જણાશે અને સર્વ ભૂતમાં આત્મા છે, એવો અનુભવ થશે. આવા વિચાર હાલના કાળમાં સત્ય માની શકાશે નહિં. તેમ સમજાઇ પણ નહિં શકાશે. તે છતાં એવી સુચના અહિં આપી છે. તેનો અનુભવ આગળ પ્રત્યક્ષ થશે.

એની ઉપરની કૈવલ્ય મોક્ષની સ્થિતી (નિર્વાણ) તેને વિશે તો કાંઇ પણ યથાર્થ વર્ણન શબ્દોથી થઇ શકે નહિં, એવી તે સ્થિતી છે, એમ આપણા વિદૂષી આનાબાઇ કહે છે. એમ છતાં એ વિષે એવું જણાવે છે કે, એ સ્થિતીમાં વિજ્ઞાનનો એટલો વિકાસ થાય છે કે, તેની ધારણા પણ થઇ શકે નહિ. જે જ્ઞાનમાં સઘળું વિશ્વ આવી જાય છે. તેથી હાલના અલ્પ જ્ઞાનીને માત્ર શુન્ય જેવી એ સ્થિતી લાગે છે. પણ એ સ્થિતીમાં તો સર્વજ્ઞ થવાથી સઘળા મનુષ્યના જ્ઞાનની સાથે જડ પત્થર જેવા પદાર્થોના રજકણ એક બીજા સાથે વળગી રહ્યા છે, તેનું પણ સમ્પૂર્ણ જ્ઞાન તે સ્થિતીમાં હોય છે, એમાં જે જીવત્વપણું છે, તે હાલના કોઇ પણ પ્રકારના જીવત્વના જેવું નથી, પણ એથી જૂદાજ પ્રકારનું હોય છે. જેને વિષે હાલ કાંઇજ કહી શકાય નહિં, પોતે એક રૂપે છતાં સઘળામાં વ્યાપક રૂપે જ્ઞાન સહિત રહી શકે છે, અને તે આખા વિશ્વને પ્રકાશ આપે છે. આજ અંતના કૈવલ્ય મોક્ષની સ્થિતી આ ચાલતા વૈવસ્વત મન્વાન્તરને અન્તે મનુષ્ય ના સમૂહની થવાનો સમ્ભવ છે. એ આપણે ઉપર કહેલી મનુષ્યની સાતમી જાતીના સમયમાં થશે. અને એ સાતમીના અંતમાં સઘળા આત્મા એકત્ર મહાદેવ, વિશ્વેશ્વર, સ્વયંભૂ, એકલીંગ, જ્ઞાન સહિત બીજા મન્વન્તંરના અતિ દીર્ઘ કાળ સૂધી પરમ શાન્તિમાં સ્થિત થઇ રહેશે. અને ઉપર જે એ સ્થિતી યોગ વાશિષ્ઠમાં જણાવ્યા પ્રમાણે ચિત્તાકારા, અને ચિદાકારાની છે. તે તો આ મન્વાન્તરના મનુષ્યોને સારૂ છે. તેથી એ વિષે હાલમાં કાંઇજ કહી શકાય એમ નથી.

પ્રીય બન્ધુઓ—એવી રીતે આપણે અધ્યાત્મ વિદ્યાના

કહ્યા પ્રમાણે નવમો બુદ્ધાવતાર થયો. એ સિદ્ધરથ (ગૌતમ) બુધ્ધે તે સમયના બ્રાહ્મણોને સત્ય ધર્મથી કેવળ ભ્રષ્ટ થએલા જોઇ, પોતે ભારી તપશ્ચર્યા કરી, કેવળ જન સમૂહના કલ્યાણને માટે ગુપ્ત રાજયોગની પ્રાપ્તી પોતે કરી લઇ તેનો ઉપદેશ અધીકારી અનાધિકારી ન જોતાં શુદ્ર આદિ સર્વે વર્ણના મનુષ્યોને આપવા માંડયો.

અને તેમણે ધ્યાન, ધારણા, અને સમાધી - વગેરે યોગ વિદ્યા અને આત્મજ્ઞાનના માર્ગે દોર્યા, તથા મલીન પશુ હીંસાના યજ્ઞ યાગાદિનો પ્રતિબન્ધ કરી, કેવળ ભુત દયાનો માર્ગ ચલાવ્યો એમ છતાં પોતે વેદાદિક પ્રાચીન શાસ્ત્રનો તીરસ્કાર કર્યો નથી. તથા પ્રાચીન ઋષી મુનીઓનું કોઇ પણ પ્રકારે અપમાન કરેલું. જણાતું નથી. પરન્તુ ગૌ-તમ બુદ્ધના નિર્વાણ પછી તેમના ધર્મના આચાર્યો અને પંડીતોમાં કેટલાએકોને સ્વાર્થની વૃત્તિ ઉત્પન્ન થવાથી વેદ અને તેના કર્મકાંડનો તીરસ્કાર કરી, ઘણે પ્રસંગે પોતાના પંથના રાજા પાસે બ્રાહ્મણાદિક હિન્દુ ધર્મ વાળાઓને ઘણુંજ કષ્ટ અપાવવા માંડયું. તેથી તે સમયના બ્રાહ્મણો લોભી છતાં કેવળ નિર્માલ્ય નહોતા, તેથી તેમણે પણ પોતાના ધર્મવાળા રાજાદ્વારા બૌદ્ધ મતવાળાને અતિ કષ્ટ અપાવવા માંડયું. તેથી અંતે તે મતવાળાઓએ હિંદુસ્તાનનો ત્યાગ કરી, લંકા, જાપાન, વગેરે દેશોમાં જઇ, ત્યાં પોતાનો ધર્મ કેવળ અલ્પજ્ઞાનીઓમાં ચલાવવા માંડયો. એવું થવાથી હિન્દુસ્તાનમાં બ્રાહ્મણો અતી લોભી થવાથી રાજા અને બીજી વર્ણોનો પણ લોભ વૃદ્ધિ પામી સ્વાર્થની વૃત્તિ સઘળી પ્રજામાં પ્રસરી ગઇ. તેણે કરી સઘળે ઠેકાણે ઉપાસના અને ભક્તિ મલીન દેવ દેવીઓ અને ક્ષુદ્ર દેવતાની વિશેષ થવા માંડી. અને તેથી આગળ આર્યાવર્તની રક્ષા કરવા સારૂ શ્રી યોગેશ્વર શંકર પ્રગટ થઇ, પુનરપી વેદ ધર્મની સ્થાપના કરી. તેમણે પ્રાચીન ઋષી મુનીના કાળનાં સનાતન ધર્મની પદ્ધતિ ચાલુ

કરી, કર્મ કાંડ વગેરે જનસમૂહના કલ્યાણને અર્થે કરવાની પદ્ધતિ ચલાવી. તેની સાથે જ્ઞાનમાર્ગમાં એકેશ્વરી અદ્વૈત વેદ ધર્મનો ઉપદેશ યોગ્ય અધીકારી જનોને તેમને રાજ યોગની દિક્ષા આપી, કરવા માંડયો એ દિક્ષાની અલ્પ સુચના આપણે પાછળ કરેલી છે, તેથી એ વિષે વિશેષ નહિં કહેતાં, કહેવાનું એટલું છે કે મહા સમર્થ યોગેશ્વર શ્રી-શંકર સ્વામીએ તાંત્રીક, વામમાર્ગી, કાપાલીક, વગેરે ક્ષુદ્ર દેવતાના ઉપાસકોનો પરાજય કરી ધર્મનો દીગ્વીજય કર્યો તેથી તેમને પ્રજા સમસ્તે જગદ્‌ગુરૂ પદ આપ્યું, તે હાલમાં પણ ગણાય છે.

વળી શ્રી શંકરસ્વામી પોતે સ્વદેહે નિર્વાણ સ્થિતીમાં રહી પ્રસંગોપાત પોતાની શુભ પ્રેરણા ગુપ્ત રીતે આપવાનું કેવળ પરોપકારનું કાર્ય કર્યાજ કરે છે, અને સ્થુળ પાત્રદ્વારા બીજા મન્દ બુદ્ધીના મનુષ્યને ઉપદેશ આપવાની પ્રેરણા નિરન્તર કર્યા કરે છે, તેથી પોતાના આલોકમાંથી પધાર્યા પછી મન્દ વૃત્તિના મનુષ્યોને શુભ ધર્મોપદેશ કરી તેમને ધર્મની મર્યાદામાં રાખવા સારૂ શ્રી રામાનુજ, માધવ, અને વલ્લભાચાર્ય વગેરે મહાન પુરૂષો જન્મ ધારણ કરી, તે કાળના મનુષ્યોને ફાવે એવી રીતની શ્રી કૃષ્ણ ભગવાનના ભજન કિર્તનની સત્ય પ્રેમની દાસત્વ ભક્તિનો ઉપદેશ કરી, તેમને ધર્મની મર્યાદામાં રાખ્યા.

એ સઘળું છતાં જેમ જેમ ભક્ષ પાનાદિક પંચ વિષયોના નવા નવા પદાર્થો ઉત્પન્ન થવાથી પંચ વિષયની વાસનાં સ્ત્રી પુરૂષોમાં વૃદ્ધિ પામતી ગઇ. તેણે કરી મૂળ આચાર્યો પછી જે થયા, તેમણે સદ્‌વિદ્યા પ્રાપ્ત કરી, કેવળ નિસ્કામપણે ધર્મનો ઉપદેશ આપવા ઊપર લક્ષ નહિં રાખતાં માત્ર પોતાના માર્ગ અથવા પંથમાં અલ્પ મતીના મનુષ્યોની વૃદ્ધી કરવા ઊપરજ લક્ષ રાખ્યું, તેથી દ્રવ્યાદિક વગેરેની પ્રાપ્તી થવાથી પોતે પણ વિષય લંપટ થવા માંડયા. તેણે કરી “જેવા ગુરૂ તેવા શિષ્ય” એ નિયમ પ્રમાણે તેમના